## લીલાવતી ગ્રંથમાળાના ગ્રાહકોને !

માળાનું પહેલું વર્ષ શ્રાવણ મહિનામાં પૂરું થાય છે. અને શરૂ થાય છે. આ પુસ્તક માળાનું ૭-૮ મું પુસ્તક છે. પુસ્તકનાં પૃષ્ટ સાથે અત્યાર સુધીમાં ગ્રાહકોને ૮૫૦ પૃષ્ટનું ળ્યું છે. અપાયલા વાંચનના પૃષ્ટનો હિસાબ નિચે મુજબ છે.

| | | |
|---|---|---|
| નાઓની વીરહાક | પૃષ્ટ | ૫૪ |
| રમણુ | ,, | ૧૩૮ |
| સ્ત્રીયા | ,, | ૧૦૦ |
| નાના પ્રતિબિંબ | ,, | ૧૩૦ |
| ો મીઠી બાગ વાનો | ,, | ૧૨૬ |
| પના વ્હેણ | ,, | ૯૬ |
| રીતિ | ,, | ૨૦૪ |
| | કુલ | ૮૫૦ |

વે છેલ્લું એક પુસ્તક ૧૫૦ પૃષ્ટનું આપવુ જોઈએ તેને બદલે પૃષ્ટ આપવામાં આવશે એટલે પહેલા વર્ષના ૧૦૦૦ પૃષ્ટની

અત્યાર સુધીનાં પુસ્તકો માટે, પેપરો અને માસિકોનાં રેમા જોતાં તથા આ માળાના ગ્રાહકોની એકંદર સંખ્યા જોતાં જણ કે બ્હેનોને આ માળાનું સાહિત્ય ઘણુંજ ગમી ગયું છે: અને મ્હારો આ અલ્પ પ્રયાસ સફળ થયો માનું છું. અને હવે ... દિનપ્રતિદિન વધારે ઉપયોગી સાહિત્ય જનતા સમક્ષ રજૂ ... પ્રયત્ન કરું છું.

આ માળાનું લવાજમ રૂા. ૩-૦-૦ છે. આ ઉપરથી ... સમજી શકશે કે આથી સસ્તું સાહિત્ય બીજું કયું હોઈ શકે? હ... હમણાંમાં પોસ્ટનાં દર વધવા છતાં પણ આ માળાનું લવાજમ ... વધારતાં રૂા. ૩-૦-૦ જ કાયમ રાખેલું છે. એ વસ્તુ ગ્રાહક બ્હેનોની દષ્ટિ બહાર તો નહિ જ હોય.

આ વર્ષમાં જે જે ગ્રાહક ભાઈઓ તથા બહેનોએ આ સં... તરફ સહાનુભૂતિ દર્શાવી જે પ્રોત્સાહન આપ્યું છે, તે બદલ તેમ... હું આભારી છું. અને ગ્રાહક ભાઈ બ્હેનો જે સાથ આપી રહ્યાં ... તે સાથ કાયમ રાખશે એવી હું આશા રાખું છું.

મારા કાર્યે પાછળ મીઠી નજર રાખી, જે જે મિત્રોએ માં... મારા કાર્યમાં મદદ કરી છે, તે સર્વેનો ઉપકાર કેમ ભૂલાય?

<u>બીજું વર્ષ:—</u>

બીજા વર્ષની શરૂઆતમાં ગ્રાહક બ્હેનો પાસે એક માંગણ... રજૂ કરું એ અસ્થાને નહિ ગણાય.

દરેક ગ્રાહક બ્હેન પોતાની બેનપણીને આ માળાના ગ્રા... બનાવી આ માળાને પૂરતો સહકાર આપે. એ એક જ મારી માંગણ... અને તે દરેક ગ્રાહક બ્હેનો સ્વીકારશે એવી હું આશા રાખું છું.

બીજા વર્ષ માટે સારામાં સારી કોટીનું બ્હેનોને સાહિત્ય આપ... એ યોજના ઘડી છે. અને તે સાહિત્ય વિદ્વાન લેખકોના હાથે જ તૈયા... થાય છે. તૈયાર થતાં પુસ્તકોનાં નામ:-

.. હેમા બ્હેન : [ મૂળ લેખક: શરદચંદ્ર ચટોપાધ્યાય ]

૮. વીરા ફિગનર :[રશિયાની ક્રાંતિકારી રમણીનું જીવન ચરિત્ર]

૪. રસિયણનાં રાસ : [ ગાઈ શકાય, ઝીલી શકાય તેવા સુંદર સંગ્રહ ]

૫-૬. સોરઠી વિભૂતીઓ : [ લેખક : મનુભાઇ જોધાણી ]
૨ જો.

ઉપર પ્રમાણે અને બીજાં પુસ્તકો તૈયાર થાય છે તે ક્રમવાર રવામાં આવશે,

લાયબ્રેરીને શોભાવે તેવાં પાકા પૂંઠાનાં પુસ્તકો મેળવવાની ઘણી નોની માગણી આવી છે. તે ગ્રાહક બ્હેનોની માગણીને માન આપી મારા તરફથી માત્ર રૂા. ૧-૦-૦ બાઈન્ડીંગ ખર્ચનો વધારે લઇ પાકા પૂંઠાના પુસ્તકો આપવામાં આવશે. માટે જે બ્હેનોને પાકા પુસ્તકો મેળવવા હોય તેમણે રૂા. ૪-૦-૦ લવાજમ મોકલી આપી પાકા પૂંઠામાં ગ્રાહક થવું.

ટુંકમાં, મ્હારા કાર્ય પાછળ મીઠી નજર રાખી, આવા ઉપયોગી સાહિત્યનો પ્રચાર વધારે કરવા માટે ગ્રાહક ભાઈઓ તથા બ્હેનો તથા મારા મિત્રો મને પૂરતો સહકાર આપી આભારી કરશે એવી આશા રાખી અત્રે વિરમુ છું.

નવયુગ પુસ્તક ભંડાર
ભાદરવા સુદી ૧ : ગુરુવાર
: સંવત્ ૧૯૮૮ :

વાડીલાલ હ. શાહ

# ગ્રાહકોને સુચના

૧ અથમાઠુંના ગ્રાહકો માગાનુ પુસ્તક ન મળ્યાની ફરિયાદ ઘણા લાબા વખતે કરે છે અને તે પુસ્તક મો.લેલુ હોય છે આવી સ્થિતિ યોગ્ય નથી હોતી, તેથી ગ્રાહકોએ છેલ્લુ પુસ્તક મળ્યા પછી આગળનુ પુસ્તક ન મળ્યુ હોય તો તેની ફરિયાદ જેના તે વખતે કરવી

૨ ગ્રાહકો પોતાનુ રહેવાનુ ઠેકાણુ ફેરવે છે અને તેની ખબર અમને આપવામા આવતી નથી તેથી બુ.પો રિફ્યુઝડ થઇને આવે છે એટલે ટપાલનુ બમણુ ખર્ચ અમારે સહન કરવુ પડે છે, આથી પોતાનુ ઠેકાણુ બદલ્યાની ખબર જેના તે વખતે અમારી ઑફિસે જરૂર કે લખીને મોકલાવી આપવી એટલે પુસ્તકો મોકલવાની અડચણુ પડે નહિ

૩ વર્ષ પૂરુ થયા પછી વી પી કરવામા આવે છે તેવા વી પી રિફ્યુઝડ થઈ પાછા આવે છે જે ગ્રાહકોની એ ગ્રાહકમાથી કમી થવાની ઇચ્છા હોય તેમણે અમને પ્રથમથી કાગળ લખી ખબર આપવી જોઇયે એટલે નકામી સંસ્થા ખર્ચમા ના ઊતરે

૪ સ્થાનિક ગ્રાહકો લવાજમ માટે ઘણીવાર ફેરા ખવરાવે છે તે ઇચ્છા જોગ નથી લવાજમની રકમ જેના તે વખતે આપી દેવા તસ્દી લેવી પરદેશના ગ્રાહકોને વી પી ન ચલુ હોવાથી લવાજમના રૂપિયા ૪-૮-૦ [ શિલીંગ સાતનો પોસ્ટલ ઓર્ડર ] મોકલવો

વ્યવસ્થાપક

# લીલાવતી ગ્રંથમાલા

[ વાર્ષિક પૃષ્ઠ ૧૦૦૦નાં સ્ત્રી ઉપયોગી પુસ્તકો ]

લવાજમ : હિંદમાં રૂા. ૩-૦-૦ પાકું પૂઠું ૪-૦-૦

પરદેશમાં રૂા. ૪-૮-૦ શિલિંગ ૭ [ પોસ્ટેજ સાથે ]

## : યોજના :

ગૂજરાતની બ્હેનોને પ્રાણવંતુ સાહિત્ય અત્યાર સુધીમાં ન અપાયું હોય તેવું, રાજકિય, સામાજીક, બાળોપયોગી, વ્યહવારીક અને જીવનમાં અનેરા રંગ પૂરે તેવું સાદી શૈલીમાં બ્હેનો વાંચી વિચારી જીવનમાં ઊતારે તેવા પ્રશ્નો ચર્ચતું સાહિત્ય આપવાની આ માળા ઉમેદ રાખે છે.

અત્યાર સુધીમાં જે પુસ્તકો અપાયાં છે અને તેના અભિપ્રાયો મળ્યાં છે તે ઉપરથી અત્યારની યોજના સાહિત્ય બાબત સૌને ગમી છે. તેથી તે જાતનું જ સાહિત્ય આપવાની આ માળા આશા રાખે છે.

હવે પછી સમય અને દિશા જેમ પલ્ટો ખાશે તેમ આ માળાનાં પુસ્તકોનું સાહિત્ય સમયને અનુસરીને જ અપાશે.

## :પહેલાં વર્ષનાં પુસ્તકો:

(૧) વીરાંગનાઓની વીર હાક ૦-૨-૬
૨ રાસ રમણા ૦-૧૧-૦
૩ અરક્ષણીયા ૦-૬-૦
૪ કલ્પનાના પ્રતિબિંબ ૦-૮-૦
૫ ખાટીમીઠી બાળવાર્તા ૦-૭-૦
૬ સમયનાં વ્હેણ ૦-૫-૦
૭-૮ ભારતના રણમેદાને રણચંડીઓ ૦-૧૨-૦
૯-૧૦ સોરઠી વિભૂતિઓ ૦-૧૦-૦

:ઉપરનો ૧ લા વર્ષનો આખો સેટ:
: રૂા. ૩-૦-૦ : પોસ્ટેજ માફ:

## :બીજા વર્ષનાં પુસ્તકો:

: તૈયાર થાય છે :

૧ હેમા બહેન ૦-૪-૦
૨ વીરા ફિનગર ૦-૫-૦
૩ ગૃહનીતિ, ૦-૧૨-૦
૪ રસિયણનાં રાસ
૫ સોરઠી વિભૂતિ—ભાગ ૨

:લખો:

નવયુગ પુસ્તક ભંડાર : ઝવેરીવાડ : અમદાવાદ

वर्ष ६ठ्ठुं ∴ लीलावती ग्रंथमाळा ∴ पुस्तक १-२

# ગૃહનીતિ



: પ્રયોજક :
મહાશંકર ઇન્દ્રજી દવે

:: પ્રકાશક ::
: નવયુગ પુસ્તકભંડાર :
ઝ વે રી વા ડ : અમદાવાદ

# પ્રસ્તાવના

નીતિ એ એક જાતનું જીવનવ્યવહાર ચલાવવા માટેનું શાસ્ત્ર છે. તેના વિના જીવનવ્યવહાર એવો અવ્યવસ્થિત બની જાય છે કે મનુષ્યના હૃદયમાંથી લાગણીનાં બિંદુઓ પણ સુકાઇ જાય છે અને તેનું જીવન મરૂમય બની જાય છે.

જ્યારથી ધર્મ અને નીતિ બંનેને આપણી કેળવણીનાં મુખ્ય અંગો ગણવાનાં બંધ થયાં ત્યારથી આપણી પરસ્પરની વર્તણુકમાં એક જાતની અવ્યવસ્થા પેઠી છે. કેળવણીનાં પરિણામો કંઈ પાંચ છ વર્ષે જણાતાં નથી પણ તેને માટે લાંબો ગાળો લેવો પડે છે. લાંબા ગાળા પછી જ તેનાં પરિણામો નજરોનજર સ્પષ્ટ નિહાળી શકીએ છીએ. ધર્મ ગયો, નીતિ ગઈ તો પછી સમાજવ્યવસ્થા જેવું રહ્યું શું ? અત્યારે નીતિ વિનાનાં હૃદયો કયા બળ વડે માનવ સમાજ પ્રત્યેનો પોતાનો ધર્મ સમજી શકે ?

નીતિનું શાસ્ત્ર કારણ સાથે સમજવું એ અતિ કઠિન છે. પરંતુ નીતિના વિધિનિષેધનાં અંગો બાળપણથી શીખવી શકાય અને સર્વ સદ્‌ગુણોનો પાયો નાખવા માટે એ સમય બહુજ અનુકૂળ છે એમ કેળવણીશાસ્ત્રકારો પણ કહે છે. અમુક સદ્‌ગુણો તો જો તે બાળપણમાં કેળવવામાં ન આવે તો મોટપણે કદી કેળવી શકાતાં નથી. તેમાં સ્ત્રીવર્ગ કે જેને આપણા ગરીબ દેશમાં તો ઘર ચલાવી જાણવું એજ મુખ્ય કર્ત્તવ્ય રહેલું છે તે જો આજ્ઞાંકિત ન બને તો સાંસારિક જીવન ખારું ઝેર બની જાય છે. ધર્મ ને નીતિ એક બીજા સાથે છૂટી ન શકે તેવાં જોડાએલાં માની સરકારે તો તેનો પ્રત્યક્ષ બોધ નિશાળોમાંથી અપાતો બંધ કર્યો

છે માબાપો પણ એવી જ કેળવણી લઈ અત્યારે બહાર પડેલાં હોવાથી તેઓ નીતિની કેળવણી પોતાના બાળકોને આપી શકે તેમ છે નહિ આવી સ્થિતિમા દેશનુ હિત ઇચ્છી દરેક શાળાના અધિકારીઓએ પોતાની જવાબદારી પર પણ આ ઉપયોગી અંગને શાળામા દાખલ કરવુ જોઈએ અવશ્ય તેનો આધાર ચારિત્રવાન શિક્ષકો પર છે, પરંતુ દેશને ખાતર શિક્ષક નીતિમાન બને તો દેશાભિમાનની પરાકાષ્ઠા બતાવી ગણાશે અને દેશ ખાતર ભોગ આપતા બીજા જનો કરતાં તેમની દેશભક્તિ સહેજ પણ ઉતરતી નહિ ગણાય.

પ્રસ્તુત પુસ્તક કંઇક આવા વિચારથી પ્રેરાઇ લખાયુ છે. બાળપણમા અમુક આદર્શો બાળક સમક્ષ રજૂ થવા જોઇએ. બાલિકાઓએ કઇ રીતે વર્તવુ તે બની શકે ત્યાં કારણ સાથે આ પુસ્તકમા દર્શાવવામા આવ્યુ છે આપણા લોહીમાં પરાપૂર્વથી જે મહાપુરુષોના વચનામૃતો ભળી ગયાં છે તેમાંથી આ બધો બોધ તારવવામા આવ્યો છે. તે સાથે નિશાળમાં ભણતી છોકરીઓને ઉપયોગી તમામ બાબતોનો પણ આમાં સહેલી ભાષામાં સમાવેશ કરવામા આવ્યો છે.

પ્રસ્તુત પુસ્તક બંગાળાના એક કસ્બામા ચાલતી કન્યાશાળાના નીતિમાન શિક્ષકે લખ્યુ હતું અને બંગાળાની નિશાળોની ઈન્સ્પેક્ટ્રેસના આગ્રહને વશ થઈ છપાવવામા આવ્યુ હતું. મે એ પુસ્તકને આપણી પરિસ્થિતિને અનુકૂળ કરવા પૂરતો પ્રયત્ન કર્યો છે મૂળ પુસ્તક કન્યાશાળાના બધા ધોરણોમા ચલાવવા માટે લખવામાં આવ્યુ છે આપણી કન્યાશાળાઓમા કયુ પ્રકરણ કયા ધોરણમા ચલાવી શકાય તે અન્યત્ર આપવામા આવ્યુ છે.

મહાશંકર ઇંદ્રજી દવે

# અનુક્રમ

## ભાગ ૧ લો

### બાલિકાઓનું દરરોજનું કામ



## ભાગ ૨ જો

### ગૃહકાર્ય



## ભાગ ૩ જો

### ચારિત્રનું ઘડતર

# ધોરણવાર વિષય વિભાગ

[પુસ્તકનો જે જે ભાગ જે જે ધોરણને માટે ઉપયોગી છે તેનો કામચલાઉ ખુલાસો નીચે કરેલો છે. અવસ્થાભેદ પ્રમાણે જુદી ગોઠવણી પણ ચાલી શકશે.]

બાળવર્ગ: ભાગ ૧ લો. પ્રકરણ ૧ લું (મોઢેથી)
ધો ૧ લું: ભાગ ૧ લો. પ્રકરણ ૨ જું (મોઢેથી)
ધો. ૨ જું: ભાગ ૧ લો. પ્રકરણ ૧, ૨. ભાગ ૩ જો. પ્રકરણ ૧ લું (મોઢેથી)
ધો. ૩ જું: ભાગ ૨ જો. પ્રકરણ ૧, ૨, ૩.
ભાગ ૩ જો. પ્રકરણ ૧, ૨, ૩.
ભાગ ૨ જો. પ્રકરણ ૧૨ માનો સાર (મોઢેથી)
ધો. ૪ થું: ભાગ ૨ જો. પ્રકરણ ૪, ૫, ૮, ૯, ૧૦.
ભાગ ૩ જો. પ્રકરણ ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦.
ધો. ૫ મું: સંપૂર્ણ (ભાગ ૨ જો. પ્રકરણ ૬, ૭ સિવાય)
ધો. ૬ ઠું: સંપૂર્ણ (ગોપાલનના પ્રકરણ સિવાય)

# ભાગ ૧ લો

## બાલિકાઓનું દરરોજનું કામ

**પ્રકરણ ૧ લું:** નાની છોકરીઓનું કામ

પરોઢીઆમાં ઊઠવું. મળસ્કે ઊઠવાની ટેવ બહુ સારી છે. સવારમાં વહેલા ઊઠવાથી શરીર તંદુરસ્ત અને મન આનંદમાં રહે છે.

પથારીમાંથી ઊઠતાં વેંત ભગવાનનું નામ લેવું. પ્રભુને યાદ કરતી વેળા મનમાં કહેવું કે 'હે ભગવાન, હું સારી થાઉં એવું કરજો.'

આખી રાત આપણે બંધ ઘરમાં સૂઇ રહીએ છીએ. ખુલ્લી હવામાં શરીર જેવું સારું રહે છે તેવું બંધ જગામાં રહેતું નથી. વહેલા ઊઠવાનું આ એક કારણ છે.

આઠ કલાકથી વધારે ઊંઘ સાધારણ રીતે શરીરને માટે જરૂરની નથી. રાતના ૮ થી પરોઢીઆના ૫ સુધીની ઊંઘ પૂરતી ગણાય. તેથી વધારે ઊંઘીએ તો શરીરમાં જડતા અને આળસ ભરાય છે. તે માટે પણ વહેલું ઊઠવું જરૂરનું છે.

પથારીમાંથી ઊઠી આપણાં દેવ સમાન ગણાતાં માબાપને પગે લાગવું. આ કરતાં વધારે પવિત્ર કામ આપણે માટે

બીજું એકેય નથી. સવારના પહોરમાં તેમની શુભ આશિષ માથે ચઢાવી કામમાં જોડાવાથી આપણું હૃદય કામ કરવાની શક્તિ અને પવિત્રતાથી ભરપૂર બની જાય છે.

ત્યારપછી ઝાડે જવાની ક્રિયા. ઝાડે જવાની ક્રિયા નિયમિત સમયે કરવાથી શરીર અને મન તંદુરસ્ત રહે છે. મળમૂત્રાદિ કર્યા બાદ ટાઢા પાણીથી આંખો, મોં, હાથ વગેરે ધોવું. દાંત સાફ કરવાનું કદી ભૂલવું નહિ. દાંત સાફ ન કરીએ તો દાંત સારા રહેતા નથી.

હાથ મોં ધોયા બાદ મોટાંએ કહેલું કામ કરવું. આખી રાતના આરામ પછી શરીરને ઘરકામમાં જોડવું એ અતિ જરૂરનું છે. તેથી લોહી ઝડપથી વહે છે અને લોહીની ઝડપથી શરીર અને મનની જડતા દૂર થઇ ચપળતા આવે છે.

થોડીવાર કામ કર્યા બાદ કંઇક ખાવું. માબાપ કે વડીલો જે કંઇ આપે તેજ ખાવું. આ નહિ ખાઉં, પેલું નહિ ખાઉં એમ કહી કોઇ પણ પ્રકારની અડચણ ઊભી કરવી નહિ.

નાસ્તો કર્યા પછી ભણવા બેસવું. લખવાનું ને વાંચવાનું ધ્યાન દઈ કરવું. વેઠ ઉતારવાની છે એમ ધારી એકદમ ઉતાવળથી કરવાથી કામ બગડે છે.

ત્યાર બાદ નહાતી વેળા મોટાં જેમ કહે તેમ નહાવું. નહાતા પહેલાં ટાઢ પડતી હોય તો શરીરે મીઠું તેલ ચોળવું. તેલ આપણી ચામડીને માટે જરૂરની વસ્તુ છે.

હવે જમવાનું. પોતાની, પોતાથી નાનાં ભાઇબેનની, બાળકોની અને મોટાભાઇ તથા બેનોની જગા કરવી; થાળીઓ,

વાડકા, પાણી, પાટલા વગેરે મૂકવું. જમતી વેળા ભાતના દાણા કે બીજું ખાવાનું જમીન પર ન વેરાય કે નકામું ન જાય એ તરફ ખાસ ધ્યાન આપવું.

ઘરનાં બધાં બાળકોએ એકઠાં મળી ખાવા બેસવું. બધાંને બોલાવી સાથે જમવા બેસવું. આ ભાઈએ વધારે ખાધું ને પેલી બેને ઓછું ખાધું; આ ભાવે છે, ને પેલું નથી ભાવતું વગેરે હઠ કદી કરવી નહિ. જે કંઈ જોઇએ તે મોટાં માણસો પાસે નમ્રતાથી માગવું. પોતે ન ખાઈએ પણ આપણાથી નાનાંને આપીએ.

અકરાંતિયા થઇ ખાવું નહિ. એક કોળિયો ઓછો ખવાય તેનો વાંધો નહિ, પરંતુ એક કોળિયો વધારે ન ખવાય તે ખાસ લક્ષમાં રાખવું. ખાઈ તરત ઊઠી જવું નહિ. પોતાનું અને પોતાથી મોટાંનાનાં બધાંનું એઠું સ્થાન સાફ કરવાનું ચૂકવું નહિ, અને જો બની શકે તો પોતપોતાનાં વાસણો પણ માંજી નાખવાં. દરેક પોતપોતાનું એઠું સાફ કરે અને જેઓથી બની શકે નહિ તેઓનું સ્થાન બધાથી મોટી છોકરી સાફ કરે તો કોઈપણ જાતની હરકત ન રહે.

જમી રહ્યા બાદ મોઢું સાફ કરવું. દાંતમાં ભાતનો દાણો, શાકનું ફોતરું કે બીજી વસ્તુ ન ભરાઇ રહે તે ખાસ લક્ષમાં રાખવું. એવું કંઇ દાંતમાં ભરાઇ રહે તો દાંત ખરાબ થાય છે. મોં સહેલાઇથી સાફ કરવાનો ઉપાય એ છે કે પાણીના ખખડાવીને કોગળા કરવા. ત્રણથી ઓછા કોગળા ન ચાલે.

જમ્યા પછી થોડો આરામ લઇ નિશાળે જવું. નિશાળે ન જવાનું હોય તો ઘેર વાંચવું લખવું, ઘરકામ કરવું, રમવું. બીજાને હરકત કરે તેવું તોફાન ન કરવું.

નિશાળમાં ગયા બાદ શિક્ષકની પહેલી મુલાકાત વખતે તેમને નમન કરવું. તે જ રીતે નિશાળમાંથી રજા મળે ત્યારે પણ ફરીથી તેમને નમસ્કાર કરવા.

શિક્ષા ગુરુના જેવો હિતકારી મિત્ર બીજો કયો છે ? જેની પાસેથી જ્ઞાન મેળવી મનુષ્ય લોકોમાં મનાતો થાય, દોલતવાળો થાય, તેના કરતાં વધારે ઉપકારી મિત્ર આપણો બીજો કયો હોઇ શકે ? મા, બાપ, બીજાં સગાં વગેરે તમારી દોલત, તમારી આબરૂ, તમારા માનના ભાગીદાર બને છે, પરંતુ ગુરુ તો તમને સારાં બનાવીને જ સુખી થાય છે. તે તમને જે કંઈ આપે છે, તેના બદલામાં તમે તેને શું આપો છો ? જ્યારે તમે પુષ્કળ ધન કમાઓ છો ત્યારે એ તમારા ટુંકા પગારવાળા ગુરુને યાદ કરો છો ? કદાચ તે કોણુ જાણે કયાં ગરીબાઈમાં સડતો હશે ! આવા ગુરુનું કદી અપમાન કરાય ખરું ? તે તમારા જ્ઞાનનું મૂળ છે. તેનું અપમાન કદી કરશો નહિ. તેના ઉપર તિરસ્કાર કદી લાવશો નહિ. આરુણિ, ઉપમન્યુ, એકલવ્યની કથા તો સાંભળી છે ને ? ગુરુના આશીર્વાદ હોય તો આ સંસારમાં તમારે બીજી શાની ચિંતા ?

નિશાળમાં જઇ સ્થિર, શાંત બની, ધ્યાન દઇ વાંચવું-લખવું. નિશાળમાં જતા છતાં જો ભણતર ન આવડે તો પછી ત્યાં જવાની જરૂર શું ?

નિશાળેથી આવ્યા પછી કંઈક નાસ્તો કરી થોડીવાર રમવું. ત્યાર પછી થોડું ઘરકામ કરવું. જરૂર પડે તો રમવાનું છોડી દઈને પણ ઘરકામ કરવું. કારણ કે ઘરકામ પણ એક જાતની રમત જ છે ને !

નિશાળેથી ઘેર આવતી વેળા રસ્તામાં રઝળવું નહિ, તેમ તોફાન કરવું નહિ. સામી નજર રાખી ચાલવું. એક બાજુ જોતાં જોતાં ચાલવું નહિ.

દિવસ મોટો હોય તો મોટી છોકરીઓએ નિશાળેથી આવ્યા બાદ કંઈ લખવાનું હોય તો લખી લેવું. તે સિવાય સંધ્યાકાળ પહેલાં ઘર વાળવું, પથારી કરવી, દીવા કરવા વગેરે કામ તો છે જ. વડીલોની આજ્ઞા મુજબ એ કામોમાંનું જેટલું બની શકે તેટલું કરવું. કામ ન કરીએ તો શરીરમાં જોર ન આવે, લોકો આળસુ કહે.

સવારે, બપોરે, સાંજે પોતપોતાના રિવાજ મુજબ પ્રભુભક્તિ કરવાનું ભૂલવું નહિ.

સંધ્યાકાળ પછી બધાંએ મળી વાર્તા કરવી અને સાંભળવી. એ વાર્તાનો વિષય રાજા, રાજપુત્ર, બાદશાહ વગેરેની કલ્પિત વાતોનો ન હોવો જોઈએ, પણ ભૂતકાળનાં મહા પુરુષો અને મહા સતિઓનાં ચરિત્રોનો હોવો જોઈએ. તેઓનાં જીવનચરિત્રો આગળ ભૂતપ્રેત ને રાજા બાદશાહોની વાતો શા વિસાતમાં છે ?

વાર્તા વિનોદ પછી નાની બાલિકાઓએ સૂઈ જવું. મોટી છોકરીઓએ વધારે લેસન આપ્યું હોય તો કરવું.

સૂઈ રહ્યા બાદ કોઇએ બૂમાબૂમ, મારામારી, તોફાન કે નકામી વાતો ન કરવી. પોતપોતાના સ્થળે શાંત બની સૂઈ રહેવું. સૂતી વેળા દરેકે ભગવાનનું નામ યાદ કરવું.

આ પ્રકરણમાં નાની બાલિકાઓ વિષે કહેવામાં આવ્યું છે. હવે પછીના પ્રકરણમાં મોટી બાલિકાઓ વિષે વધારે

## પ્રકરણ ૨ જું : મોટી છોકરીઓનું કામ

સવારમાં ઊઠી ઘરનાં બારીબારણાં ઉઘાડી નાખવાં. આથી આખી રાતની અંધિયાર હવા બહાર નીકળી જશે. અને સવારની તાજી હવા તથા સૂર્યનાં નવીન કિરણો ઘરમાં આવી શરીર અને મનને આનંદી બનાવશે.

ખોરાક આપણા શરીરનો ઘસારો પૂરો પાડે છે ખોરાકના સાર ભાગ વડે આપણું શરીર પોષણ પામે છે અને નકામો ભાગ મળમૂત્ર રૂપે બહાર નીકળી જાય છે. મળમૂત્ર જેટલો લાંબો વખત શરીરમાં રહે તેટલી પીડા વધારે વેઠવી પડે, માટે આખી રાત ગયા બાદ સવારમાં મળમૂત્ર ત્યાગ કરવાની ટેવ બહુ સારી છે. તેથી શરીર પાતળું બને છે, તંદુરસ્તી સારી રહે છે અને કામ કરવામાં પણ સગવડ થાય છે. શૌચક્રિયા કર્યા પછી હાથપગ સારી રીતે સાફ કરવાને લુગડું બદલવું. આ સંબંધમાં વધારે આગળ ઉપર કહેવામાં આવશે.

શૌચક્રિયા પછી મોં સાફ કરવાની વાત આવી. સવારમાં ઊઠી મોં સાફ કરવું જ જોઇએ. એકાદ કોગળો કરવો અથવા ટુવાલ વડે મોં લૂછી નાખવું એ બસ નથી. મોંની દુર્ગંધી તદ્દન દૂર થઇ જાય એમ કરવાની જરૂર છે. મોંની દુર્ગંધ દૂર ન થાય તો લોકોની સાથે વાતચીત કરતી વેળા મોં ગંધાય ને લોકો તિરસ્કાર કરે; વળી મોંમાંની અશુદ્ધ વસ્તુ ખોરાક સાથે પેટમાં જાય; દાંત પણ બગડે.

આ માટે સવારમાં અને જમ્યા પછી મોં બરાબર સાફ કરવું. મોં અને દાંત સાફ ન કરવાથી દાંતના બધા રોગો ઉત્પન્ન થાય છે અને થોડા સમયમાં દાંત પડી જાય છે. દાંત ન હોય તો ચવાય નહિ, ચવાય નહિ તો હજમ ન થાય; આથી પેટમાં દુખાવો ઉપડે. મનુષ્યના મોંમાં જ્યાંસુધી દાંત હયાત છે ત્યાંસુધી તેના શરીરનું કૌવત પણ કાયમ રહે છે. દાંતની પીડા કેવી દુઃખદાયક છે તે આપણે જાણીએ છીએ. દાંત ન હોય તો કેટલું કષ્ટ વેઠવું પડે છે તે ઘરડાંઓ જાણે છે. માટે ઘરડાંઓને જોઇ અને તેમની વાતો સાંભળી તમે અગાઉથી ચેતજો. દાંત વિષે આટલું કહેવાનું કારણ એટલું જ કે દાંત હોય ત્યાં સુધી દાંતનો મર્મ કોઇ સમજતું નથી અને દાંતને શરીરનું એક અતિ નજીવું અંગ માની નાનપણથી લોકો તેના પ્રત્યે બેદરકારી બતાવી રહ્યાં છે.

સવારમાં ઊઠી સ્વચ્છ કાળી માટી વડે અથવા ચોકખા કોલસાની ભૂકી વડે અથવા કંઇ ન મળે તો રાખ વડે દાંત સાફ કરવા. દરરોજ નહાતી વેળા સહેજ તેલ વડે દાંત ઘસવા. તેલ દાંતને માટે બહુ ઉપયોગી છે. દાંતે ઘસવા માટે જે મંજન બનાવો તે બહુ જ બારીક હોવું જોઈએ. બજારમાં વેચાતાં દંતમંજનો તપાસ કર્યા સિવાય વાપરવાં નહિ.

દાંત ઉપર એક જાતનું કઠણ પડ છે. તેના પર મોં સાફ ન રાખીએ તો એક પ્રકારનું પીળું પડ બાઝે છે. એ પડ દંતમંજન ઘસવાથી જતું રહે છે. આ માટે અમે તમને

દાંત સાફ કરવા માટે આટલી બધી સાવચેતી રાખવાનું જણાવીએ છીએ.

દાતણ કર્યા પછી ભણવામાં ચિત્ત લગાડવું. ભણતી વેળા ભણવું અને રમતી વેળા રમવું. રમત વખતે જેમ ચિત્ત બીજે કયાંય જતું નથી તેમ ભણતી વેળા પણ તેમ કરવું. તમારે તમારા વખતની એવી વહેંચણી કરી લેવી કે રમવાનો તેમ ભણવાનો સમય મળી રહે. વળી ભણવાના કલાક કરતાં રમવાના કલાક વધારે રાખવા. તમને રમવાની આટલી બધી સગવડ મળે છે તો પછી ભણતરના થોડા વખત દરમિયાન રમત વિષે વિચાર કરી એ સમય બગાડવાનું કારણ શું છે?

લખતી વેળા ચિત્ત સ્થિર રાખવું. તે વખતે કાગળ પર, હાથ પર કે આંગળીઓ પર શાહીના ડાઘ ન પડે તે તરફ ધ્યાન રાખવું. આપણી બેદરકારીને લીધે જમીન પર શાહી ન ઢળે અગર શાહીના છાંટણા ન છંટાય એ માટે ખાસ કાળજી રાખવી. કલમમાં શાહી બરાબર આવે માટે તેને ખડિયામાં બહુ બોળવી નહિં. શાહી વધારે ન આવે તો આમ તેમ ઝાટકવી પણ ન પડે. તમને લાગે કે શાહી વધારે આવી ગઇ છે તો ધીમે રહીને ખડિયામાં જ છંટકારવી. લખાણ સંબંધી આટલા બધા નિયમો સાંભળી તમને કદાચ એમ થશે કે 'લખવાનું કામ તો બહુ અઘરું!' પરંતુ ખરી રીતે તેમ નથી. ટેવ પડી ગયા પછી એ બધું સ્વાભાવિક બની જશે. લખવા બેસો ને ખડિયો ઢોળી નાખો, જમીન ગંદી કરો, કપડાં પર શાહીના ડાઘ પાડો, કલમ

શાહીથી તરબોળ કરી મૂકો, આંગળાં કાળાં મેશ કરી મૂકો તો પછી તમારું લખાણ શા કામનું !

* શરુઆતના લખાણમાં બરુની કલમ વાપરવી. બરુની કલમ વડે આપણી ભાષાના અક્ષરોના વળાટ બરાબર બતાવી શકાય છે. અક્ષરો સુંદર લખવાની ટેવ પડી જાય પછી ગમે તેના વડે લખશો તો પણ ચાલશે. લખતી વેળા કલમ પર ભાર દેવો નહિ. સીધી લીટીમાં, ઉતાવળી ગતિથી, ગોળ ગોળ અક્ષરોમાં, એક સરખી ઢબે લખવું. શરુઆતમાં અક્ષરો મોટા લખવા. બરાબર ટેવ પડે ત્યાર પછી શિક્ષકના બતાવ્યા મુજબ નાના નાના અક્ષરે લખતા જવું. કદી પણ લખાણ ભેગું ભેગું લખતાં નહિ. અથવા ન વાંચી શકાય તેવું લખવાનો પ્રયત્ન કરતાં નહિ. આ બધી વિગત લક્ષમાં રાખી કામ કરશો તો તમારું લખાણ છોકરાઓના લખાણથી કોઈ પણ રીતે ઉતરતું નહિ બને. લખાણ ખરાબ હોય એ તો બહુ શરમની વાત કહેવાય.

કાગળની ડાબી બાજુએ બે આંગળ જગા છોડી, ઉપર તથા નીચે પણ તેજ મુજબ જગા રાખી લખવાની ટેવ પાડવી. તમારું લખાણ 'समानि समशीर्षाणि घनानि विरलानि च' બને તેવું હોવું જોઈએ. આવું લખાણ હમેશાં શ્રેષ્ઠ ગણાય છે. 'समानि' એટલે અક્ષરો બધા સરખા હોય, કોઈ નાનો, કોઈ મોટો નહિ. 'समशीर्षाणि' એટલે બધા અક્ષરોનાં માથાં સીધી લીટીમાં હોય. કોઈ અક્ષરનું માથું ઊંચું ને કોઇનું નીચું એમ ન હોય. 'घनानि' એટલે એક શબ્દના અક્ષરો પાસે પાસે લખવા. છતાં શબ્દો

અને અક્ષરો ' विरलानि च ' હોવા જોઇએ. 'विरलानि' એટલે એક અક્ષર બીજા અક્ષરને અડકવો ન જોઈએ. અક્ષરો પાસે પાસે હોય છતાં એક અક્ષર બીજા અક્ષર ઉપર પડવો ન જોઇએ. એક શબ્દથી બીજો શબ્દ જૂદો જણાઈ આવે અને એક અક્ષરથી બીજો અક્ષર બરાબર ઓળખી શકાય એવું લખાણ ઉત્તમ ગણાય. લખાણ ખૂબ ભેગું ભેગું ન હોય તેમ ખૂબ છૂટું છૂટું પણ ન હોય.

સૂર્યોદય પછી પથારીમાં પડયું રહેવું નહિ. સૂર્ય ઊગ્યા પહેલાં જેટલું વહેલું ઉઠાય તેટલું ઊઠવું હાથ મોં ધોઇ, ઘરમાંથી ઝાડુ કાઢી, પથારીઓ ઉપાડી, બારી બારણાં ઉઘાડી ઘરમાં પ્રકાશ ને વાયુ આવવાની સગવડ કરી, લોટા વગેરે માંજી રહ્યા બાદ થોડો નાસ્તો લઇ ભણવા બેસવું. નવ વાગ્યા સુધી ભણવું.

શિક્ષકે ગઇ કાલ જે કંઇ વચાવ્યું હોય, આજે જે કંઇ વંચાવવાનું હોય એટલું જ નહિ પણ તેથી પણ થોડું વધારે મોટે અવાજે વાંચી જવું. વાંચતાં અર્થ ન બેસે તેવા શબ્દો આવે તો તેવા શબ્દો પાટી પર લખી જવા ગઇ કાલના પાઠો શીખવતી વેળા તેવા શબ્દોના અર્થ સમજાવવામાં આવ્યા હોય અને તમે તે ભૂલી ગયાં હો તો આપણાથી વધારે જાણતું હોય તેવાં કોઇ પાસેથી તેના અર્થ જાણી લેવા. બધા શબ્દોના અર્થ મનમાં બરાબર ઉતારવા અને પાટી પર લખવા. જે લખાણનો ભાવાર્થ ન સમજાય તે બીજા પાસેથી સમજી લેવો. ત્યાર પછી હિસાબો ગણવા બેસવું. ચારપાંચ હિસાબ રોજ ગણવા જોઇએ. આટલું કરતાં

લગભગ એક કલાક જશે. બીજા વિષયો આગલા દિવસે રાત્રે સહેજ સાજ જોઇ જવા.

ત્યાર પછી એક બીજું કાર્ય કરવું. તમારી સાથે ભણતી અગર બીજા કોઈ પણ ધોરણમાં ભણતી એકાદ છોકરીને બોલાવી, તેને શિક્ષક માની જે કંઇ વાંચી ગયાં હો તે તેની સમક્ષ બોલી જવું. પ્રથમ વાંચન, ત્યાર પછી ઇતિહાસ ભૂગોળ ચાલતાં હોય તો તે; જે કંઇ યાદ ન રહ્યું હોય તે ચોપડી ઉઘાડી જોઇ લેવું. અગર સાંભળનાર છોકરીને ચોપડીમાં જોઇ કહેવા કહેવું. ત્યારપછી તમારે જાતે શિક્ષક બનવું અને પેલી છોકરીનું બધું સાંભળી જવું. આ દરમિયાન વધારે છોકરીઓ ભેગી કરવી નહિ. આ પ્રમાણે પોતાના પાઠ તૈયાર થયા છે કે નહિ તેની પરીક્ષા કરી લેવી. આ કામમાં અરધા કલાકથી વધારે સમય નહિ જાય. આ રીતે જોતાં એકંદર દોઢ કલાકથી વધારે સમય સવારના પહોરમાં ભણવા ગાળવો જોઇએ.

આટલું કામ કરતાં લગભગ નવ વાગશે. નાની બહેનો તો આ સમય અગાઉ છૂટી થઇ રમવા લાગી હશે. હવે મોટી બહેનોએ ઘરમાં જઈ ઘરકામમાં મદદ કરવી. પાણી ભરવું, શાક સમારવું, ચોખા વીણવા, દાળ ધોવી વગેરે જૂદાં જૂદાં કાર્યોમાં લાગી જવું. રાંધવાનું કામ ધ્યાન દઇ તપાસવું. મા કંઇ કામ સબબ બીજા ઓરડામાં ગયાં હોય તો ચૂલામાં દેવતા સંકોરવો, દાળ કે ભાત ઉભરાય નહિ તે જોવું વગેરે ધ્યાન રાખવું. મહિનામાં એકાદ બે દિવસ પોતે રાંધવું. આમ ન કરીએ તો રાંધતાં ન આવડે. રાંધવું એ પણ એક જાતની રમત નથી?

દસથી સાડા દસ સુધીનો સમય નહાવા માટે રાખવો. નહાવાનો અને જમવાનો સમય નક્કી કરી રાખવો જોઇએ. સમય નક્કી કર્યો ન હોય તો અગવડ અને પીડા બંને આવી પડે છે. પછી ભલે તે સમય દસનો હોય કે બાર નો હોય. જેને જેવી ટેવ પડી હોય તેણે તેવો સમય રાખવો. નિયમિત સમયે નાહીએ નહિ તો શરદી લાગવાનો સંભવ રહે છે. નિયમિત સમયે ખાઇએ નહિ તો પેટમાં પીડા ઉત્પન્ન થવાનો સંભવ છે. આ સંબંધમાં બીજું બહુ કહેવાનું છે. પણ તે આગળ ઉપર કહેવામાં આવશે.

નહાતા પહેલાં શરીર પર સારી રીતે તેલ ચોળવું તેલ ચોળવાથી બહુ ફાયદો થાય છે સરસવના તેલમાં ગંધકનો ભાગ હોવાથી તે તેલ ચોળીએ તો ખંજવાળ, ફોલ્લા વગેરે ચામડીના રોગો થતા નથી. ચામડીના રોગોનું આ એક મહાન ઓસડ છે. તેલ ચોળવાથી એકાએક પાણી પડવાથી લાગતી ઠંડી અસર કરતી નથી. તેલ ચોળ્યા પછી શરીર પર પાણી રેડીએ અને પછી ટુવાલ વડે શરીર સાફ કરીએ તો શરીર સ્વચ્છ બને છે અને ચામડી સુંવાળી તથા શીતળ થાય છે. વળી હાથપગના સાંધાને તેલની જરૂર છે. આંખ, કાન, નાક વગેરે ઇંદ્રિયોમાંથી સ્નાયુ નામના જે તંતુઓ મગજ સુધી પહોંચ્યા છે તે પણ તેલ વડે હોશિયારીમાં આવે છે. તે માટે જ તેલ ચોળતી વખતે એ બધી ઇંદ્રિયો પર તેલ ચોપડવાનો નિયમ છે. કાનમાં તેલ ચોપડવાથી તેમાં પાણી નો પ્રવેશ થઇ શકતો નથી. નાક પર તેલ ચોપડવાથી નાકમાં પાણી પેસતું નથી. નાકને એકાએક ઠંડી

લાગે છે અને તેથી સળેખમ જેવા રોગ વારંવાર થાય છે. તે પણ તેલ ચોપડવાથી થતા નથી. આ માટે નહાતી વેળા તેલ ચોળવાનો રિવાજ બહુ સારો છે. પ્રથમ ડુંટી પર તેલ ચોળવું. ડુંટી બધા સ્નાયુઓનું કેંદ્ર છે એમ વૈદકશાસ્ત્રમાં કહેલું છે. ડુંટીમાં તેલ મૂકવાથી હોઠ ફાટતા બંધ પડે છે એ એની પ્રત્યક્ષ સાબિતી છે. ત્યાર પછી પગને તળીએ તેલ ઘસવું. પગનાં તળિયાં પર સારી રીતે તેલ ચોળવાથી શરદી લાગવાનો સંભવ ઓછો થઈ જાય છે, પગ ગરમ કરવાથી જેમ શરદી મટી જાય છે તેમ તેને ઠંડીમાં રાખવાથી શરદી લાગે છે. પરંતુ આપણા આ ગરમ દેશમાં આપણા પગ, ખાસ કરીને સ્ત્રીવર્ગના પગો ઉઘાડાજ રહે છે માટે તેમને માટે તો પગને તળીએ તેલ ચોળવું એ બહુ જ હિતકારક છે. પગ પર તેલ લગાડ્યા પછી નાક, કાન, આંખનો ખૂણો વગેરે સ્થળે તેલનું મર્દન કરવું. ત્યાર પછી માથા પર થઈ ક્રમે ક્રમે હાથ, છાતી, પીઠ, પગ સર્વત્ર તેલ ચોળવું.

તેલ ચોળ્યા પછી શરીર તંદુરસ્ત હોય તો ઠંઠા પાણીએ નહાવું. જેઓને ઝરણા કે નદીના પાણીથી નહાવાની સગવડ હોય તેણે તે લાભ ઉઠાવવામાં પાછા પડવું નહિ. એ સગવડ ન હોય તો પછી તળાવ અગર કુવાના સ્વચ્છ પાણીમાં સ્નાન કરવું. જ્યાં જ્યાં પાણીના નળની સગવડ હોય ત્યાં નળનું જ પાણી નહાવામાં વાપરવું. કુવાનું પાણી નહાવા માટે તેમજ પીવા માટે સગવડવાળું છે. બગડેલા પાણીવાળું તળાવ અથવા વહેણ બંધ પડી

ગયું હોય તેવી નદી કરતાં કુવાનું પાણી વધારે સારું છે. કારણ કે કુવાને સારી સ્થિતિમાં રાખ્યો હોય તો તેમાં તળાવ અથવા બંધીઆર નદી જેટલો કાદવ જામી શકતો નથી. કોલેરા, બળીઆ વગેરે રોગોના સમયમાં તળાવ અગર નદીનું પાણી ખરાબ થાય છે, પરંતુ સંભાળ રાખેલા કુવાનું પાણી એ વખતે પણ ખરાબ થતું નથી. આપણે પીએ કે વાપરીએ તો પણ ખરાબ પાણી આપણને પરિણામે નુકસાન જ કરે છે. આપણે તંદુરસ્ત ન હોઈએ તો દાકતર અગર મોટાંઓની આજ્ઞા મુજબ ગરમ કે ઠંડા પાણીએ નહાવું. શરીર નબળું હોય ત્યાં સુધી નહાવામાં ઠંડું પાણી વાપરવું નહિ. નહાતી વેળા બહુ જ ઊનું પાણી વાપરવું નહિ. તેવા પાણીથી શરીર શિથિલ બની જાય છે. નવશેકું પાણી નહાવાને માટે ઉત્તમ છે.

નહાયા પછી ટુવાલ વડે શરીર ખૂબ લૂછવું. શરીર પરનો કોઈ પણ ભાગ ઘસીને લૂછ્યા વગરનો રહી ન જાય તે ખાસ જોવું. પછી તરત સૂકું લૂગડું પહેરી લેવું. નદી અગર તળાવડીમાં નહાતી વેળા એકાદ બે કલાક તર્યા કરવું, ઘાટનું પાણી ડોળી નાખવું, નહાતા અગર સ્નાનસંધ્યા કરતા લોકોના શરીર પર પાણીના છાંટા ઉડાડવા વગેરેનો કંઇ અર્થ નથી. એ બધી જંગલીપણાની નિશાનીઓ છે. તરવું એ બહુ સારું છે. બધાંને તરતાં આવડવું જોઇએ. દરરોજ ચાર પાંચ મિનિટ તરવાથી કસરત થાય છે તેમ તરવામાં નિપૂણતા પણ આવે છે.

નહાયા પછી પોતાનાં લૂગડાં ધોઈ, નીચોવી સૂર્યના

તાપમાં સૂકવવાં. પોતાના નાનાં ભાઈબહેનો સાથે હોય તો પ્રથમ તેને નવરાવવાં ધોવરાવવાં, શરીર લૂછવું અને પછી તેનાં ભીનાં કપડાં ધોઇ, નીચોવી સૂકવી દેવાં. પોતાનું કામ પોતે કરીએ તેમાં કોઈ પણ જાતની નાનમ નથી. બધાં કંઈ નોકરચાકર રાખી શકતાં નથી. વળી નોકરચાકર ઉપર દરેક પ્રસંગે આધાર રાખવાની ટેવ કંઇ સારી નથી. બધાં કામ આપણે જાણવાં જોઈએ, બધાં કામનો આપણે અનુભવ મેળવવો જોઈએ. તેમ ન કર્યું હોય તો કેવળ એક જ દિવસ નોકરચાકર માંદો પડે તો ધોળે દિવસે આકાશના તારા જોવા પડે. જે દિવસે એવો પ્રસંગ આવી પડે ત્યારે શું તમારાં પાડોશી આવી તમારાં કપડાં ધોઈ આપવાનાં હતાં ?

નહાયા પછી મા જે કંઈ આપે તે આનંદથી જમવું. આ ભાવતું નથી, પેલું વધારે ભાવે છે; મેં ઓછું ખાધું, પેલીએ વધારે ખાધું વગેરે કોઈ પણ જાતની હઠ કદી ન કરવી.

માપસર જમવું. એટલું બધું જમવું નહિ કે અકળાવું પડે કે પેટ તણાય. એકાદ સારી ચીજ જોતાં જ તેના પર પડવું એનો કંઇ અર્થ નથી. જીભ બધા રોગનું કારણ છે. જે જીભને અંકુશમાં રાખી શકે તે તંદુરસ્ત રહે છે. બહુ ઉતાવળે ન જમવું તેમ બહુ ધીરે ધીરે ન જમવું. આ સંબંધમાં વિસ્તારથી આગળ ઉપર કહેવામાં આવશે.

નહાવું, ખાવું અને મળમૂત્રાદિ કરવા માટે આપણા દેશમાં એક સુંદર વચન વપરાય છે તે યાદ રાખવાની જરૂર

છે. એ વચન પ્રમાણે ચાલવાથી તંદુરસ્તી જાળવવામાં જરાકે અડચણ પડતી નથી. નહાવાના સંબંધમાં કહ્યું છે કે 'નહાવું કે ન નહાવું એવો પ્રશ્ન ઉઠે તો ન નહાવું એજ હિત કર છે.' અર્થાત્ જો મન નહાવા સંબંધમાં ઢચુપચુ હોય તો ન નહાવું એજ સારું છે. આવું ઢચુપચુપણું તમને એમ બતાવી આપે છે કે તમારું શરીર આજે પાણી વડે સ્વચ્છ થવા માગતું નથી. એવી સ્થિતિમાં એક દિવસ ન નાહીએ તો કંઇ નુકસાન નથી. ઉલટું અંદરખાનેનું અસુખ સંપૂર્ણ રીતે સમજી ન શકીએ ને નાહીએ તો અતિશય નુકસાન થાય છે. ખાવા વિષે પ્રશ્ન ઊઠે કે 'ખાવું કે ન ખાવું' તો ન જ ખાવું મતલબ કે જ્યારે જમવાની ઇચ્છા ન હોય છતાં જીભનો સળવળાટ બંધ પડતો ન હોય ત્યારે ન ખાવું એ જ ઉત્તમ છે. એક વખત ન ખાવાથી કંઇ ખાટુંમોળું થઇ જતું નથી. ઉલટું ખાવાની ઇચ્છા ન હોય છતાં ખાઇએ તો અજીર્ણ થાય અને અજીર્ણ બધા રોગનું મૂળ ગણાય છે. જાજરૂ જવા માટે 'જવું કે ન જવું એવો પ્રશ્ન ઊઠે કે તરત જવું જ.' મતલબ કે જ્યારે મનમાં એવો વિચાર આવે કે મળમૂત્રાદિ કરવા જાઉં કે નહિ અગર હમણાં જાઉં, થોડી વાર પછી જાઉં કે તદ્દન ન જાઉં તો તરત જવું જ. મળમૂત્રનો વેગ કદી દબાવવાની પેરવી ન કરવી. વૈદકશાસ્ત્ર કહે છે કે ક્રોધ વગેરેનો વેગ રોકી રાખવો એ આપણું કર્ત્તવ્ય છે, પણ મળમૂત્રાદિનો વેગ રોકી રાખવો એ આપણી મોટી મૂર્ખાઈ છે. આ ત્રણ વચનો શું થોડા શબ્દોમાં આપણને સુંદર બોધ આપતાં નથી? આ ત્રણે નિયમો

પાળવામાં આપણે કેટલી બધી ભૂલો કરીએ છીએ ?

જમતી વેળા થાળીની ચોમેર દાળ કે ભાતના દાણા વેરવા નહિ કોઈ પણ ચીજ છાંડવી નહિ. ભાતના એક દાણાને પણ સામાન્ય ચીજ માની તુચ્છકારશો નહિ. તમે જો ભાતના એક દાણા તરફ કાળજી નહિ દર્શાવો તો થાળી ભરેલા ભાત તરફ પણ કાળજી બનાવવાનું નહિ સૂઝે. લોકો કહે છે કે 'જે એક કોડીનો સંઘરો કરે છે તેને કોઈ દિવસ પૈસાની તાણ પડતી નથી.' સાવચેતી અને કરકસર આ બને ગુણોની ટેવ બાળપણથી જ પડવી જોઈએ. તે ગુણો કંઇ ચોપડીઓ વાંચવાથી અગર શિખામણથી એકાદ દિવસમાં આવી જતા નથી.

થાળીમાંનું એઠું જ્યાંત્યાં ન ફેંકતાં તેને માટે એક નિશ્ચિત સ્થાન હોવું જોઇએ. ત્યાંથી કાગડા, કૂતરાં, બિલાડાં અને કીડીઓ એ બધું ખાઇ જશે. આ એઠાની જગા દરરોજ નહાયા પહેલાં ધોઇ સાફ કરી નાખવી.

મોટાં સાથે કે પછી નાનાં સાથે જમવા બેઠાં હોઇએ તો પણ કોઈ જમતું હોય ને ઊઠી જવું એ ઠીક નથી. એથી સ્વાર્થીપણું વધે છે, એકતા ઓછી થાય છે. એકી સાથે જમવા માંડવું, એકી સાથે ઊઠવું. પંગતમાંથી એક જણ વહેલું ઊઠી જાય તો તેની થાળીમાં પડેલું એઠું ખાવા કીડીઓ, બિલાડી, ઉંદરડી વગેરે આમતેમ દોડાદોડી કરે છે. વળી માણસ જ્યાં સુધી થાળી પર બેઠું હોય ત્યાં સુધી તેનું એઠું આપણને તિરસ્કાર પેદા કરતું નથી; પરંતુ તે જ્યારે ઊઠી જાય છે ત્યારે તે જોઇ આપણને સૂગ ચઢે છે.

સહેજ વહેલા ઊઠી આવી સ્વાર્થી વર્તણુક શા માટે બતાવવી, અગર ઐક્યનો મહાન ગુણ શા માટે તજવો ?

જમી રહ્યા પછી મોં બરાબર સાફ કરવું. કોગળા કરવાથી મોં જેવું સાફ થાય છે તેવું બીજી કોઈ પણ વસ્તુથી થતું નથી. જમતી વખતે ભાતનો દાણો અગર શાકનો થોડો ભાગ દાંતમાં ભરાઇ રહે એ સ્વાભાવિક છે. આપણામાં કહેવત છે કે જમી રહ્યા બાદ સાત કોગળા કરનારને દાંતનો રોગ થતો નથી. આટલું ન બને તો ઓછામાં ઓછા ત્રણ કોગળા તો કરવા જ. દાંત વિષે વારંવાર કહેવામાં આવે છે તેનું ખાસ કારણ છે. દાંતની જેટલી સંભાળ લેવી જોઇએ તેટલી સંભાળ ન લેતાં આપણે ઉલટો તેનો અનાદર કરીએ છીએ. દાંત ઉપર માણસની બધી શક્તિનો આધાર છે. દાંત મનુષ્યને જુવાન રાખે છે. દાંત મનુષ્યને ઘરડા બનાવે છે. આપણા બધાના દાંત એવા હોય છે કે જુના જમાનાના માણસોના દાંત જોતાં આપણને ખરેખર અદેખાઇ પેદા થાય છે.

જે દિવસે નિશાળ ન હોય તે દિવસે બપોર વખતે અગર કોઇ કોઈ દિવસે સંધ્યાકાળ પછી હિંદુ છોકરીઓએ સાથે બેસી રામાયણ, મહાભારત કે બીજાં કોઈ પુસ્તકમાંથી ચૂંટી કાઢેલી વાર્તાઓ કહેવી અગર વાંચવી. બીજો ધર્મ પાળનારી છોકરીઓએ પોતાનાં ધર્મપુસ્તકોમાંથી સારું ગણાતું પુસ્તક વાંચવું અગર બીજાં વાંચે તે સાંભળવું. બધી છોકરીઓએ હિંદનાં અગર વખત મળે તો બીજા દેશોનાં પ્રખ્યાત સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રો સાંભળવાં. નાટક, નોવેલ,

ઉટંગ વાર્તાઓ વગેરે વાંચવા કે સાંભળવા તરફ કદી લક્ષ ન રાખવુ. એવાં પુસ્તકો વાંચવા સાંભળવાથી ફાયદો તો નથી જ પણ ઉલટો ગેરફાયદો થાય છે. એવી વાર્તાઓ સાંભળતાં આપણને જુઠાણાં પર પ્રીતિ પેદા થાય છે. ખોટું ઐશ્વર્ય, ખોટાં ઘરબાર, ખોટી માલ મિલકત, ખોટા લોકો, ખોટી સ્થિતિ વિષે સાંભળતાં સાંભળતાં નાના પ્રકારની જૂઠી કલ્પનાઓ આપણા મનમાં ભરાઇ બેસે છે. એના જેવી જ સુંદર ખરી વાતોનો ક્યાં પાર છે કે એવી વાતો વાંચવામાં ધ્યાન પરોવીએ ! એવી સાચી વાતોની નકલ કરી આવી જૂઠી, કેવળ કલ્પનામય વાતો રચવામાં આવે છે એ તમે જાણતાં જ હશો.

સંધ્યાકાળ વખતે પણ ઘણાં કામો કરવાનાં હોય છે.અંધારૂં થવા માંડે કે તરત જ ઘરમાં દીવા કરવા જોઈએ. જો દરેક ઓરડામાં દીવાની જરૂર ન હોય તો પણ એક દીવો સળગાવી બધા ઓરડામાં ફેરવી આવવો જોઇએ. સાંજ પડતાં ઉંદર, ઘૂસ વગેરે બહારના જીવો અંધારાનો લાભ લઈ આપણા ઘરમાં આવી ભરાય છે. એ વખતે ઘરનાં જાળીઆં ને બારણાં વાસી દીવો કરવાથી એ બધાં ઘરમાં પેસી શકતાં નથી. આવો લાભ હોવાથી આપણા દેશમાં કહેવત છે કે સંધ્યાકાળ વખતે દીવો ન બતાવીએ તો લક્ષ્મીજી રિસાઇ જાય છે. થોડી વાર પછી પાછાં બારણાં જાળીઆં ઉઘાડી નાખવાં.

વાત વાતમાં કામ કરવાનું કહેતાં કંટાળે તે માણસ ઉપયોગી ન ગણાય. તમારી કામ વિષેની બીક નાસી જાય

તે માટેજ કેવળ કામ કરવાનું વારંવાર કહેવામાં આવે છે. કામ જોઈ કદી ભય પામતાં નહિ. કામ એ જ માણસની હયાતીનું લક્ષણ છે. કામ એ જ જીવતાં માણસની ઓળખાણ છે. મરેલું માણસ કામ કરતું જોયું છે ખરું ? કામ ન કરવું એ જ મરેલાં માણસનું લક્ષણ છે. જે જેટલું કામ કરે તે તેટલું સુવાન ગણાય જે જેટલું ઓછું કામ કરે તે તેટલું મરેલું ગણાય.

જો આળસુ એદી તરીકે પ્રખ્યાત થવા ન માગતાં હો, જો હમેશના રોગી બનવા ન માગતાં હો તો કામ કરવામાં કદી આળસ કરતાં નહિ. કામ જોઈ કદી ડરતાં નહિ. 'કામ કર્યું તેણે કામણ કર્યું' જેવી કહેવતો જે દેશમાં ઠેર ઠેર બોલાય છે ત્યાંની છોકરીઓને આળસુ રહેવું કેમ પાલવે ? આળસ અનેક દોષની ખાણ છે. આળસ રોગ લાવે છે. ચિંતા લાવે છે. પારકી વાતો લાવે છે. અદેખાઈ લાવે છે. અવ્યવસ્થા લાવે છે. આવા શત્રુને હાથે કરીને ઘરમાં કોણ ઘાલે ? એવા શત્રુને તમારે તમારા ઘરનું આંગણું બતાવવું નહિ. તેને મનમાં ડોકિયું કરવા દેતાં નહિ. એમ કરશો તો સંતોષ ને શોભા બંને તમારા ઘરમાં હમેશાં વિરાજશે.

# ભાગ ૨ જો

## ગૃહકાર્ય

### પ્રકરણ ૧ લું: ગૃહકાર્યનું ગૌરવ

ઘરનું કામ કરવું તેમાં હલકા પડવા જેવું કંઇ નથી. પછી તે કામ નાનું હોય કે મોટું હોય.

ઘરકામમાં એક જાતનું ગૌરવ રહ્યું છે. તેથી તે નાના કામને પણ મોટું કરી મૂકે છે. મહેનતમાં એક એવી મોટાઇ આવી રહી છે કે તેથી સામાન્ય કામ પણ મહિમાવાળું બની જાય છે. મહાન નેપોલિયન સેન્ટ હેલિનામાં નજરકેદ હતો. એક દિવસ તે ફરવા જતો હતો. તેની સાથે એક બાઈ પણ ફરવા જતી હતી. સામેથી મજૂર આવતો હતો. માથે મોટો ભારો લઈ એક સાંકડા રસ્તાપર તે આવી ચઢયો ત્યાં સામેથી નેપોલિયન પણ પેલી બાઈ સાથે આવી પહોંચ્યો. બાઇએ સામેથી મજૂરને આવતો જોઇ કહ્યું, 'બાજુએ ખસી જા, જોતો નથી કે સામે શહેનશાહ આવે છે.' પરંતુ નેપોલિયને પોતે એક બાજુ ઊભા રહી મજૂરને રસ્તો કરી આપ્યો અને પોતાની સોબતણને ઠપકો આપતાં કહ્યું, 'એના માથા પરના ભારને માન આપો.' મતલબ કે એ માણસમાં સન્માન મેળવવા લાયક કોઇ પણ ગુણ ન હોય તો પણ તે થાકી ગયો છે, તેના માથા પર બોજો છે, એ બોજો નક્કી

સન્માન મેળવવાને માટે હકદાર છે. સામાન્ય પ્રકારનું કામ પણ કઇ રીતે મહાન બની શકે છે તેનું એક બીજું ઉદાહરણ નીચે આપ્યું છે. કાસિમબજારના મહારાજા મણીન્દ્રચંદ્ર નંદી એક દિવસ એક સ્ટેશન પર પહેલા વર્ગના ડબા પાસે ઊભા હતા. તેમણે જોયું કે એક ડોશી ત્રીજા વર્ગના ડબામાંથી ઉતરી છે ખરી, પણ તે તેની મોટી ગાંસડી ઊંચકી શકતી નથી. ગાડી ઉપડવાની તૈયારીમાં છે. સિગ્નલ અપાઇ ગઈ છે. ડોશી કેટલાય માણસોને ગાંસડી ચઢાવવા માટે વિનંતિ કરે છે, પણ કોઇ ધ્યાન આપતું નથી. મહારાજા આ જોઇ તરત જ તે ડોશી પાસે આવ્યા. તેણે ડોશીના માથા પર ગાંસડી ચઢાવી. ડોશી તેને આશીર્વાદ આપતી આપતી ચાલી ગઈ. મહારાજા પણ પોતાના ડબામાં આવી બેઠા. હવે કહો કે ગાંસડી ડોશીના માથા પર ચઢાવવાનું કામ કરવાથી કંઇ તેઓ હલકા પડી ગયા? ઉલટું આ નાનું સરખું કામ તેમની દર્દભરી લાગણીને લીધે મહાન બની ગયું એમ તમને નથી લાગતું?

ઘરસંસારનાં નાનાં કામોમાં પણ કેટલું બધું ગૌરવ આવી રહેલું છે તેનાં અનેક ઉદાહરણો મહારાણી વિકટોરીયાના જીવનચરિત્રમાંથી મળી આવે છે. મુંબઇનાં ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસે બહાર પાડેલું તેમનું જીવનચરિત્ર તમે વાચશો તો બહુ આનંદ પડશે રાજાને ઘેર જન્મ્યા છતાં પોતાનાં છોકરાં હમેશને લગતાં જરૂરી કામો તરફ તિરસ્કાર ન બતાવે તેવી કેળવણી આપવા મહારાણી અને તેના પતિ ખાસ ધ્યાન આપતાં. રાજકુમારો પોતાના હાથમાં કોદાળી

પકડી બગીચામાં શાકપાંદડું ઉત્પન્ન કરતા. રાજકુમારીઓ રસોડામાં પેસી પોતાને હાથે રસોઇ કરી બધાંને જમાડતી. મહારાણી અને તેના પતિ પુત્રકન્યાઓનું ચારિત્ર ઘડવા તરફ ખાસ નજર રાખતાં. તેની મોટી દીકરી મેરી લુઇસાનું લગ્ન જર્મન રાજકુમાર સાથે થયું હતું. મેરી લુઇસા રાજકન્યા છતાં સામાન્ય ગૃહસ્થની દીકરીની પેઠે ઉછરી હતી. આથી જર્મન રાજકુટુંબની ગૃહસ્થાઈ તેનાથી સહન થતી નહિ. જર્મન રાજકુટુંબમાંનું કોઇ પોતાને હાથે ખુરશી પણ ખસેડતું નહિ. એક દિવસ મેરી લુઇસા કેટલીક ખુરશીઓ ઓરડાને આ છેડેથી બીજે છેડે લઇ જતી હતી. એક કુળવાન જર્મન બૈરી આ જોઈ ચમકી ઊઠી, તેણે તેને ન કરવાનું જણાવ્યું. આથી મેરી લુઇસાએ જવાબ આપ્યો કે, 'મને લાગે છે કે આપ સારી રીતે જાણો છો કે મારી મા ઇંગ્લાંડમાં મહારાણી છે. તે ગ્રેટબ્રિટન અને આયર્લાંડનાં મહારાણી હોવા છતાં પોતાની ખુરશી પોતે જ ઉપાડે છે. તેમને મેં એક વખતે બે હાથમાં બે ખુરશીઓ ઉપાડી જતાં જોયાં છે, જે કાર્ય કરતાં ઇંગ્લાંડનાં મહારાણીનું અપમાન થતું નથી, તે કાર્ય મને અપમાનકારક કદી લાગવાનું નથી. એક દિવસ એ પોતાનાં કપડાં ગોઠવતી હતી, એ જોઇ રાજકુટુંબમાં માણસો બહુ નવાઈ પામ્યાં હતાં. મેરી લુઇસાએ તેમને જવાબ આપતાં કહ્યું કે 'મારી મા પોતાનાં કપડાં પોતે જ ગોઠવે છે.' આ મેરી લુઇસાનો જ મોટો દીકરો આગળ જતાં જર્મનિનો શહેનશાહ થયો હતો.

પોતાનું કામ પોતેજ કરવાનું છે. પોતાનું કામ પોતાને

કરતાં ન આવડે તો ચાલે જ કેમ ? પોતાનું કામ પોતે જેવું મજાનું કરે તેવું સુંદર બીજાં ન જ કરે.

બધાંને ઘેર નોકરચાકર તો હોતા નથી. વળી નોકર-ચાકર પણ કંઇ હમેશાં હાજર હોતા નથી. તેઓ પણ માણસ હોવાથી માંદા પડે છે, રજા પર જાય છે. આવે વખતે તમારું કામ શું પાડોશી આવી કરી જશે ? ના. તેમ તો બનવાનું નથી. તે વખતે તમારે જ બધું કામ જાતે કરવાનું થશે. એક દિવસ નોકર નહિ હોય તો શું નહિ કરો ? શું ખાવાનું નહિ કરો કે પાણી નહિ ભરો કે ચૂલો સળગાવવાનું બંધ રાખશો ?

માણસની અવસ્થા કંઇ એક સરખી રહેતી નથી. કોઇ કોઇ વેળા એક કરતાં વધારે નોકર રાખવાની શકિત હોય છે ત્યારે કોઇ વખતે એક નોકર રાખવાના પણ સાંસા પડે છે. કોઇ વેળા દિવસો મોજમજામાં પસાર થાય છે, તો કોઈ વેળા ભારે કષ્ટ વેઠતાં છતાં દિવસો કેમે કર્યા પસાર થતા નથી. માટે બધી અવસ્થાને યોગ્ય કામ જાણવું એ માણસ માત્રને માટે જરૂરનું છે.

વળી જેને પોતાનું કામ કરતાં આવડતું ન હોય તેને નોકરો હમેશાં દરેક કામમાં છેતરે છે. ઘર સાફ કરશે તો પેટી પટારા નીચે જેમનું તેમ રહેવા દેશે. પથારીઓ તો જેમની તેમ પડી હશે ત્યાં તો એ ચાકરો એ સાવરણીઓ લઇ પુંજો વાળવા મંડશે અને તેની બધી ધૂળ ગાદલાં ગોદડાં પર જામશે. શાક સમારતાં શાકનો અર્ધો ભાગ ફેંકી દેશે, તો કેટલોક ભાગ છોડાં સહિત સમારશે. એ

ધોતાં પાશેર ચોખા નીચે વેરશે અને શાક લેવા જતાં ડોઢ પૈસે શેરનાં વેંગણ ત્રણ પૈસે શેર લેશે આવ્યાં એમ કહેતાં જરાયે નહિ અચકાય. આ પ્રમાણે ડગલે ડગલે તમારે છેતરાવું પડશે. કેમ? કેવળ તમે કામ શીખ્યાં નથી તેથી.

મહારાણી વિકટોરિયા જેવાં માણસો જ્યારે પોતાનાં કામને હલકું માનતાં નહોતાં તો પછી તમે તમારાં કામને હલકું માનો એ શોભે છે ખરું? ઘરકામ કરતાં વધારે પવિત્ર કામ ગૃહસ્થને માટે બીજું કયું હોઈ શકે?

આ ઉપરાંત ઘરકામ શરીર અને મન પ્રફુલ્લ બનાવે છે. ઘરકામમાં અંગ ચલાવતાં સ્ત્રીવર્ગને જેટલી કસરત મળે છે તેટલી કસરત બીજી કોઇ રીતે મળતી નથી. એ કસરતમાં પરિશ્રમ નથી, પ્રફુલ્લતા છે. એથી કામ સરે છે તે સાથે શરીરમાં બળ પણ આવે છે.

તમારું સખત કામ કરતા છતાં તમારો નોકર એક શેર અનાજ ખાશે અને તમે નવટાંક અનાજ ખાતાં ખાતાં ગભરાઈ મરશો. દર મહિને તમે માંદાં પડશો ત્યારે તમારો મહેનતુ નોકર વરસે એકાદ વાર ભાગ્યે જ માંદો પડશે.

લોકો કહે છે કે 'નેતરની સોટીનો માર ખાવા તૈયાર છીએ પણ આળસુ તરીકે ઓળખાવા તૈયાર નથી.' આળસુ કેવળ નઠારી બુદ્ધિના ભંડાર જેવો છે. કામ ન હોય તો ખરાબ વિચારો આવે છે. જો ખરાબ વિચારોથી બચવું હોય તો ઘરકામમાં ગુંથાઈ રહેવું જોઈએ. ઘરકામ અતિ પવિત્ર છે, અતિ નિર્મળ છે. શેરીમાં ભટકવું, પારકાની નિંદા કરવી,

પારકાની વાતો કરવી, ઇર્ષ્યા રાખવી વગેરે દુર્ગુણોના હાથમાંથી સ્ત્રીવર્ગને બચાવનાર કેવળ ઘરકામ જ છે. આળસથી શરીર અને મન અસુખી રહે છે. આળસુનું ઘર લક્ષ્મીનું નિવાસસ્થાન નથી.

નોકરના પણ નોકર બનવા કરતાં દરેક ઘરકામમાં બીજાની આશા રાખી બેસી રહેવા કરતાં, પોતાનું કામ પોતે કરવું, જેટલું બને તેટલું અવશ્ય કરવું એ વધારે સારું છે. કામ કરશો કે તરત જ તમારામાં બળ આવશે. બળની સાથે આનંદ અને પ્રફુલ્લતા સદા હાજર હોય છે. પિતા માટે, પુત્ર માટે, પતિ માટે તમે તમારા હાથે જેવી પવિત્રતાથી, જેવી પ્રીતિથી કામ કરો, તેવી પવિત્રતા ને પ્રીતિ શું બીજા પાસેથી પ્રાપ્ત થઇ શકે? તો પછી એ નિર્મળ આનંદ તમે જાતે શા માટે નથી ભોગવતાં? પતિની સેવા બજાવવામાં, પિતાની આજ્ઞા ઉઠાવવામાં શું ઓછો આનંદ છે? તેઓનું કામ કરવામાં શી હલકાઈ આવી ગઇ? પિતાની બેઠક સાફ રાખીએ, તેને પગ ધોવાનું પાણી આપીએ, તેનાં પહેરવાનાં કપડાં ગોઠવી રાખીએ તો તે કાર્યમાં જે આનંદ પ્રાપ્ત થાય છે તે શું એ કાર્યો ચાકર દ્વારા કરાવવાથી પ્રાપ્ત થશે ખરો? આ આનંદને ખાતર તો ગૃહધર્મ છે. સંસારનાં હજારો દુઃખોમાં આવો આનંદ મનુષ્યને મળે છે માટે જ તેઓ હજુ સંસારમાં ટકી રહ્યાં છે. જો આ આનંદ નારીજાતિ ન ભોગવે તો પછી નારીધર્મ રહ્યો કયાં? સવારથી સાંજ સુધી સુખમાં કે દુઃખમાં, પિતાની સેવા કરવી, સંતાનોને ઉછેરવાં, પતિનું કામ કરવું એજ

નારીજાતિનો ધર્મ છે. આવો ઉત્તમ ધર્મ બજાવવાનું કામ નોકરને સોંપી તમે શું ખુરશી પર બેઠાં બેઠાં મોજાં ગૂંથવાનું કે નવલકથા વાંચવાનું પસંદ કરો છો? ના, કદી નહિ.

## પ્રકરણ ૨ જું : વ્યવસ્થા

વ્યવસ્થા એ જ ઘરની શોભા છે. વ્યવસ્થા એ જ ઘરની સુંદરતા છે. વ્યવસ્થા એ જ દુનિયાનો નિયમ છે.

તમારા વાળ હોળેલા ન હોય તો સુંદર લાગતા નથી. ચોપડીઓ આમતેમ પડી હોય તો સારી લાગતી નથી. બારણા સામે આંક લખવાનું પાટીઉં અને ઘરના ખૂણામાં ખુરશી ગોઠવી હોય તો નિશાળનો ઓરડો સુંદર લાગતો નથી. બધી ચીજો વ્યવસ્થાપૂર્વક ગોઠવી હોય તો જ તે સુંદર લાગે છે.

તમારા ઓરડાંમાંની ચીજો કદાચ બહુજ કીંમતી હોય એ સંભવિત છે. પણ જ્યાં સુધી તેને બરાબર રીતે નહિ ગોઠવો ત્યાં સુધી તમારો ઓરડો શોભી ઊઠવાનો નથી. એથી ઉલટું એક ગરીબ માણસના ઓરડામાં એકાદ બે નજીવી કીંમતની ચીજો હશે છતાં તે વ્યવસ્થિત ગોઠવેલી હોવાથી ઓરડાને સુંદર બનાવી મૂકશે.

દરેક ચીજ પોતપોતાને સ્થળે જેવી સુંદર લાગે છે તેવી બીજે સ્થળે લાગતી નથી.

તમારા ઓરડામાં પ્રવેશ કરતાં જ જો જોવામાં આવે કે તમારાં કપડાંનો ઢગલો ખુરશી પર પડયો છે. વળગણી ખાલીખમ પડી રહી છે. પથારી પર મખમલનાં ઓસીકાં આમ તેમ પડયાં છે. એક તકીઓ ટેબલ પર મૂકવામાં

આવ્યો છે. ચોપડીઓ જમીન પર વેરણુસેરણુ થઈ પડી છે. ચાંદીની રકાબી તેમાંના વધેલા નાસ્તા સાથે ઘરની વચ્ચોવચ્ચ પડી છે. સોનાની સિગારેટ બોકસ ઉઘાડી પડી છે. તેનું ઢાંકણું ઉડી દૂર જઈ પડ્યું છે. આ જોઇ જોનારના મનમાં શો વિચાર આવે? તે શું કહે? આવી ગેરવ્યવસ્થાને લીધે તમારી મૂલ્યવાન રકાબી કે સિગારેટ બોકસ તમારા ઘરની શોભારૂપ બનતાં નથી. કેવળ વ્યવસ્થિત ગોઠવેલાં ન હોવાથી જ તે ચીજો ઘરની શોભા ન વધારતાં ઉલટાં તેને બદસૂરત બનાવી રહ્યાં છે.

પરંતુ પેલા ગરીબની ઝૂંપડીમાં તેના કેવળ એકના એક ઓરડામાં તેની સ્વચ્છ જુની પથારી એક બાજુએ એકાદ સાદડી પર પડી છે. એક વાંસની વળગણી પર તેનાં જુનાં વસ્રો લટકી રહ્યાં છે. તેની જ પાસે એકાદ ઉતરડ ગોઠવી રાખી છે. ઓસરીના એક ખૂણામાં રસોડું છે. ચૂલા સ્વચ્છતાના નમુના રૂપ છે. તેની પાસે કાઠી ખડકી રાખી છે. આંગણામાં પપૈયાનાં ઝાડ વાવ્યા છે. પાસે એક તુલસીનો છોડ ફાલી રહ્યો છે. આ બધું ગરીબાઇ બતાવનારું છતાં કેવળ વ્યવસ્થાને લીધે જ સુંદર જણાય છે.

વ્યવસ્થાનો પહેલો નિયમ એ છે કે જે ચીજ જ્યાં મૂકવી ઘટે ત્યાં જ મૂકી દેવી. બીજો નિયમ એ છે કે જે ચીજ જ્યાંથી લીધી ત્યાં જ કામ થઇ રહે પાછી મૂકી દેવી. આ બીજો નિયમ ન પાળીએ તો વ્યવસ્થાનો ભંગ થાય અને ખરે કામ વખતે એ ચીજની શોધાશોધ થઈ રહે. માટે આપણે કદી પણ વ્યવસ્થાનો ભંગ ન કરવો તેમ બીજાને કરવા ન

દેવો. કદાચ થઈ જાય તો પણ જેમ બને તેમ જલદી ફરીથી એ નિયમ અમલમાં મૂકી દેવો.

મતલબ કે બધી ચીજોને માટે એકાદ નક્કી કરી રાખેલું સ્થળ હોવું જોઇએ. તાળુંકૂંચી જો ટોડલા પર રાખવામાં આવતાં હોય તો કામ પૂરું થયે પાછાં તેને તે જ જગાએ મૂકવાની ટેવ રાખવી. કૂંચી કૂંચી કરતાં આખું ઘર ખોળી વળો, બધો સામાન ફેંદી વળો, નોકરચાકરને ધમકાવો, છોકરાંને રડાવો એ કંઇ સારું ન કહેવાય. કદાચ આ રીતે કૂંચીની શોધમાં રહેતાં ચૂલા પર મૂકેલા ભાત દાઝી જાય, તપેલીમાંનું દૂધ બિલાડી પી જાય, પગની ઠોકર વાગવાથી પાણી ભરેલો લોટો ઢળી જાય અને આખું ભોંય તળિયું ભીનું થઇ જાય. એક ક્ષણમાં કેટલી ઉથલપાથલ થઇ ગઇ? શાથી? સહેજ બેદરકારીને લીધે, સહેજ વ્યવસ્થાની ખામીને લીધે.

વળી જે ચીજની હમેશાં જરૂર પડે છે તે ચીજ જલદી મળે તેવે સ્થળે રાખવી. તે ચીજ લેવા જતાં બીજી કોઇ ચીજ પોતાને સ્થળેથી ગબડી પડે તેમ થવું જોઇએ નહિ. જે ચીજની વારંવાર જરૂર પડતી ન હોય તેવી ચીજ સહેજ દૂર રાખવી અને જે ચીજની કોઈ વખતે જ જરૂર પડતી હોય તે ચીજ સાચવીને કોઇ એકાંત જગામાં મૂકી રાખવી. ગોઠવણી એવી રાખવી કે એક ચીજ લેવા જતાં બીજી પડી ન જાય. વળગણી પરથી એક કપડું લેવા જતાં બીજાં કપડાં ઘસડાઈ ન આવે અગર આખી વળગણી તૂટી ન પડે એ રીતે તે પર બધાં

કપડાં ગોઠવવાં જોઇએ. વળી જે લુગડાંની વારંવાર જરૂર પડતી હોય તે તરત નજરે પડે તે રીતે ગોઠવી રાખવાં જોઇએ.

જે ગૃહિણી ઘરની અને ગૃહકાર્યની વ્યવસ્થા જેટલી સારી રાખી શકે તેટલી તે વખાણ પાત્ર થાય છે.

જેમ ઘરની ચીજો વ્યવસ્થિત હોવી જોઇએ તેમ કામકાજમાં પણ એક પ્રકારની વ્યવસ્થાની જરૂર છે. કયા કામ પછી કયું કામ કરવું તેને માટે અમુક નિયમો બાંધી રાખવા જોઇએ. કોણે કયું કામ કરવું તે પણ નક્કી કરી રાખવું. પુસ્તકનાં પાનાં એક પછી એક આવતાં જ જાય છે. તેમ જે કામનો બોજો જેના પર હોય તે કામ તેણે યંત્રની માફક કર્યે જવું, અને તેમ કરતાં કોઇ પણ કામ સોળેસોળ આના પાર પડશે. નહિ થાય કોલાહલ, નહિ થાય ગડબડ, નહિ થાય વાદવિવાદ, નહિ થાય કોઈ પણ જાતની અવ્યવસ્થા.

એક છોકરીને વાળવા ઝૂડવાનું, બીજીને પથારીઓ ઉપાડવાનું ને પાથરવાનું; એક વહુને પાણી ભરવાનું, ચોખા દાળ ધોવાનું, ચૂલો સળગાવવાનું; બીજીને શાક સમારવાનું અને ધોવાનું, આમ બધાં કામો ગૃહિણીએ વહેંચી આપવાં. પથારી ઉપાડવાનું કામ કરનાર પથારી ઉપાડે કે તરત વાળવા ઝૂડવાનું કામ શરૂ થાય. તે સાથે એકાદ વહુ કે છોકરી વાસણ માંજવા બેસે. બીજી રસોડું સાફ કરવા માંડે. [ જો કે આ કામ રાત્રે જ કરી લેવું જોઈએ. ] કોઈ વળી ચૂલો સળગાવી રાંધવાનું કામ શરૂ કરી દે. થોડી વારમાં બધાં કામ પુરાં થાય કે તરત થાળી લોટા તૈયાર કરનાર પોતાનું

કામ શરૂ કરે. જેના પર પાણી ભરવાનો બોજો હોય તે પાણી ભરે. મીઠુંમરચું તૈયાર રાખવાનો ભાર હોય તે તે કાર્ય કરે. આ પ્રમાણે બધાં પોતપોતાનું કામ નિયમસર કરે ને આનંદપૂર્વક જમે.

નાના સરખા કામમાં વ્યવસ્થાની જરૂર નથી એમ માનવું નહિ. તેમ કામ મોટું હોવાથી તેમાં અવ્યવસ્થા થાય જ એવું પણ કંઇ માનવાનું નથી. ગૃહસ્થનો નાનો સરખો સંસાર, રાજાનું રાજ્ય અને પ્રભુની દુનિયા એ બધું કેવળ વ્યવસ્થાના બળ વડે જ ચાલે છે.

કોઇ કોઇ કહે છે કે 'અરે, આવાં નાનાં સરખાં કામનો વળી અગાઉથી બંદોબસ્ત શાનો ?' વળી તેજ માણસો મોટાં કામ પ્રસંગે કહે છે કે 'આવડાં મોટાં કામોમાં અવ્યવસ્થા તો થાય જ ' આમ જ્યારે નાના કામમાં કે મોટા કામમાં વ્યવસ્થાની જરૂર જ ન હોય તો પછી તેની જરૂર રહી ક્યાં ? તમે આ મતના માણસો જેવાં થતાં નહિ. કામ નાનું હોય કે મોટું હોય; સ્લેટ દફતર ગોઠવવાનું હોય કે મોટું જમણ કરવાનું હોય; ગમે તે કામ વ્યવસ્થાપૂર્વક કરવાની ટેવ રાખજો.

નાની નાની બાબતોમાં ટેવ ન પાડીએ તો પછી મોટી બાબતોમાં વ્યવસ્થા જાળવવાનું કેમ બની શકે ? જે છોકરી પોતાની ચોપડી, સ્લેટ, કાગળ, કલમ, સોયદોરા વ્યવસ્થિત ગોઠવી ન શકે તે મોટી થતાં ઘરસંસારના પેટીપટારા કાંસકીઅરીસા, વળગણીટેબલ, થાળીવાટકા વગેરે કદી વ્યવસ્થિત રાખી શકશે નહિ. જે છોકરી વ્યવસ્થિત રીતે

દાળચોખા માપી, ચૂલો સળગાવી, રસોઇ કરી, પોતાના ભાઇબેનોને બીનગડબડે ખવરાવી ન શકે, તે કદી પણ મોટી થયે કચ્ચાંબચ્ચાં, સગાંવહાલાં, દાસદાસી અને બીજા લોકો સાથે ઝગડો કર્યા સિવાય સંસાર ચલાવી શકશે નહિ. જે હંમેશના કાર્યમાં વ્યવસ્થા રાખી ન શકે તે મોટા કામમાં કદી વ્યવસ્થિત રહી શકે જ નહિ. જે છોકરી ઢીંગલી પોતિયાંમાં વ્યવસ્થા જાળવી શકે તે મોટપણે અવશ્ય ઉત્તમ ગૃહિણી થવાની જ.

આપણે નજરોનજર જોઇએ છીએ કે અંગ્રેજોના મોટા મોટા પ્રસંગોએ પણ સહેજ ગડબડ થતી નથી. જેને જે કામ સોંપેલું હોય તે યંત્રની માફક કર્યે જાય છે અને ક્રમશ્ર કામ સોળેસોળ આના બીન ગડબડે થતું જાય છે. ત્યારે આપણા સામાન્ય વરા પ્રસંગે કોઇને પતરાળું મળતું નથી તો કોઈને ભાત મળતો નથી. ભાત મળે તો શાક મળતું નથી અને પરિણામે હોંકારા હોંકારથી આખું સ્થળ ગાજી ઊઠે છે.

વ્યવસ્થા જાળવવા માટે કંઈ ખર્ચ કરવો પડતો નથી, છતાં લાભ અતિશય મળે છે. કોઇ પણ કાર્ય શરૂ કર્યા પહેલાં તે કઈ રીતે કરવું તે નક્કી કરી રાખવું. યાદ ન રહે તો લખી રાખવું. કદાચ કોઇ તમને આમ કરતાં જોઇ હસે તો પણ તેથી શરમાવું નહિ. શરૂઆતમાં કદાચ વ્યવસ્થા રાખતાં તમને વિલંબ થશે. પરંતુ એ વિલંબ ક્રમે ક્રમે ઓછો થતો જશે. વિલંબ તરફ નિહાળી વ્યવસ્થા જાળવવાનું ચૂકશો નહિ. શરૂઆતનો વિલંબ કાર્ય વખતે તમને જરૂર બદલો

ગાળી આપશે. કેવળ એક જ વાર વ્યવસ્થા જાળવી શકશો કે તરત તમારું કામ અતિ સહેલું થઇ પડશે.

ધારો કે તમારે ઘેર જમણ છે, બૈરાં જમવા આવ્યાં છે. એ જમવા આવે તે પહેલાં તમે જમવાની જગા સાફસૂફ કરી, આસન નાખી, થાળીવાટકા મૂકી, પાણીલોટા તૈયાર કરી રાખો તો તમારે કોઇ પણ જાતની પાછળથી ઉપાધિ નહિ રહે. પણ જો એ બધું કામ કરવાનું બાકી હશે તો ગડબડાટનો પાર નહિ રહે. જો તમે અગાઉથી પીરસવાની વ્યવસ્થા ન કરી હોય તો તેઓ જમવા બેસે તે પહેલાં એ વ્યવસ્થા કરી નાખવી જોઈએ. જો તેમ નહિ કરો તો લાડુ મળ્યા પણ ભાત ન મળ્યો ને ભાત મળ્યા તો શાક ન મળ્યું એવી ફરિયાદો પાછળથી સાંભળવી પડશે.

ધારો કે કોઇને ત્યાં આગ લાગી છે. એક જણ આવી મોટી બૂમાબૂમ પાડી મૂકી કોઇને પાણી લાવવાનું, કોઈને કુહાડી લાવવાનું તો કોઇને ઘરનું છાપરું તોડી પાડવાનું કહે. પરંતુ આજુબાજુ એકત્ર થયેલાં લોકોમાંના કોઈ એ તરફ ધ્યાન આપતા નથી. તેઓ તો ઉભા ઉભા તમાસો જોઇ રહ્યા છે, અને કોઈ બેચાર વીરલા જનો એ તરફ લક્ષ આપે છે તે પણ એક વેળા પાણીનો ઘડો ભરી લાવે છે તો બીજી વેળા કુહાડી લઇ છાપરું તોડવા દોડે છે. પરિણામે નથી મળતું પૂરું પાણી કે નથી તોડી પડાતું છાપરું. માણસ આ રીતે ખરાડા ન પાડતાં અમુક જણાને પાણી ભરવાનું, અમુક જણાને પાણી છાંટવાનું, અમુક જણાને બળતા ઘરમાંથી બચાવી શકાય તેવી ચીજો બચાવવાનું,

અમુક માણસોને એ ચીજો સાચવવાનું અને અમુક માણસોને સળગતાં મકાનનું છાપરું તોડી પાડી બીજાં મકાનને બચાવવાનું કાર્ય સોંપે તો એની મેળે વ્યવસ્થા જળવાય અને કામ પણ સરે. જો કે શરૂઆતમાં આમ શ્રમ વિભાગ કરવામાં બે ચાર મિનિટનો વિલંબ થાય ખરો, પણ તે બેચાર મિનિટ ગુમાવતાં કામનો બદલો અથાગ મળી રહે.

માટે બધાં કામની શરૂઆતમાં તે કરવાની રીત કે પદ્ધતિ નક્કી કરી રાખવી. એમ કરતાં તમને માલમ પડશે કે તમે જેને મહાન કાર્ય માનો છો તે મોટું કામ પણ કેવી રીતે પાર પાડ્યું તેની તમને ખબર પણ પડશે નહિ.

## પ્રકરણ ૩ જું: સ્વચ્છતા

ઘરકામમાં જેટલી વ્યવસ્થાની જરૂર છે તેટલી જ સ્વચ્છતાની જરૂર છે. જે કંઇ કામ કરવાનું છે તે સ્વચ્છતાથી સુંદર, સંપૂર્ણ બનાવવું જોઇએ. સ્વચ્છતા દેહને તંદુરસ્ત રાખે છે, મનને પ્રફુલ્લ બનાવે છે. સ્વચ્છતા એ પવિત્રતાની માતા છે.

સવારના પહોરમાં ઊઠી ઘરબાર વાળવા ઝૂડવાની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર મોં ધોઇ દાંત સાફ કરી શૌચક્રિયા કરી શરીરને સ્વચ્છ બનાવવાની છે. તેજ રીતે ઉઠતી વેળા પ્રભુસ્મરણ વડે મનને પવિત્ર બનાવવાની પણ જરૂર છે. તેમ ન કરીએ તો પ્રભુકૃપા વિના શરીર સારું ન રહે, મન પ્રફુલ્લ ન બને.

સવારમાં ઊઠી ખૂણેખાંચરેથી પૂંજો વાળી કાઢવો, બેંચ, ટેબલ, પેટી, ટ્રંક વગેરેની નીચેથી તથા બારણાના ખૂણામાંથી કચરો સંભાળથી વાળી નાખવો. ભોંયતળિયાં પર જોડા કે બીજું કંઇ પડ્યું હોય તો તે ઉઠાવી સાવરણી ફેરવી નાખવી. પછી તે ચીજો પાછી તેના યોગ્ય સ્થાને ગોઠવી દેવી. ભોંયતળિયું પાકું હોય તો દર માસે એક વાર તેને સારી રીતે ધોઈ નાખવું. વરસાદના સમયમાં અગર ઘરમાં મંદવાડ ચાલતો હોય ત્યારે આમ ન કરતાં લૂગડાંનું ભીનું પોતું ફેરવવાથી પણ કામ સરશે. સવારની પેઠે સાંજે પણ એક વાર બધું ભોંયતળિયું સાફ કરવું.

ચૂનાબંધી મકાન તો દરરોજ સાફ રાખીએ, મહિનામાં એક વાર તેનું ભોંયતળિયું સારી રીતે ધોઇએ એટલે સ્વચ્છ થાય છે. પરંતુ જો માટીનું મકાન હોય તો તેમાં દર મહિને લીંપણ કરવું જોઇએ. રસોડા જેવી જગાએ તો દરરોજ લીંપણ થવું જોઇએ. ત્યાં તો એકાદ બે ફુટ દિવાલ પણ લીંપી લેવી જોઇએ. ગાયનું છાણ અને ચીકણી માટીનું મિશ્રણ આ કામ માટે સૌથી સારું છે. તેથી જંતુઓનો નાશ થાય છે અને સ્વચ્છતા જળવાય છે. દરરોજ કરવાનું લીંપણ એવું પાતળું હોવું જોઇએ કે તે થોડી વારમાં સુકાઈ જાય.

સવારે ને સાંજે આંગણું વાળી નાખવું અને બની શકે તો વરસાદના દિવસો સિવાયના સમયમાં ત્યાં લીંપણ કરી લેવું. ઘરની આજુ બાજુ પણ હંમેશાં વાળવું જોઇએ. મકાનની તદ્દન પાસે ઘાસ ઉગવા દેવું નહિ. ઢોર બાંધવાની કોઢ હમેશાં સાફ રાખવી. બગીચા જેવું કંઇ કર્યું હોય તો ત્યાં સવાર સાંજ નિંદામણ કાઢી રસ્તો સાફ રહે તેમ કરવું.

આંગણાંમાં પીપળો, લીમડો કે બીજું કોઇપણ જાતનું ઝાડ હોય તો તેની તળેની જમીન સાફ રાખવાનો પ્રયત્ન કરવો. પાનખર ઋતુમાં એવાં ઝાડોવાળું આંગણું ખરી પડેલાં પાંદડાંથી ભરપૂર બની જાય છે. તે વેળા સવારે ને સાંજે એ બધાં પાંદડાં વાળી લેવાં જોઇએ. પાંદડાં એકઠાં કરી ઘરથી દૂર કરી રાખેલા એક ખાડામાં રાખવાં. એથી તે ઉત્તમ ખાતર બનશે. પરંતુ જેને ખાતરની જરૂર ન હોય તેણે એ સુકાઇ ગએલાં પાંદડાં બળતણ તરીકે બાળવાં.

પાંદડાં લીલાં હોય તો પ્રથમ સુકવી પછી ઉપયોગમાં લેવાં. આવી નજીવી વસ્તુથી પણ આપણું કામ સરવાનું છે એ લક્ષમાં રાખવું.

સૂવાના ઓરડાની પેઠે બીજા બધા ઓરડા સ્વચ્છ રાખવા. કોડમાંથી છાણુ મૂતર સવાર સાંજ વાળી લેવાં. અસ્વચ્છતાથી જેમ માણસો માંદાં પડે છે, તેમ ગાયોને પણ અસુખ થાય છે.

તમારા મકાનનાં વાસણકૂસણ હમેશાં ચકચકિત હોવાં જોઇએ. હમેશાં વપરાતાં વાસણો એવાં સાફ જોઇએ કે તેમાં તમે તમારો ચહેરો જોઇ શકો. પાણી પીવાના લોટાઓમાં મેલ જામે છે. માટે તેને અંદરથી પણ સાફ કરવા જોઇએ

તમારે કદી પણ ઘરની જમીન પર, ઘરના ખૂણામાં, જાળીઓના સળીઆ પર, દિવાલ પર કે ઓસરી પાસે થૂંકવું નહિ. તેથી દુર્ગંધ ફેલાય છે અને ગંદવાડ થાય છે. તમારૂં થૂંક કેટલીક વેળા રોગનું પણ કારણ બને છે. કોનાં થૂંકમાં કયા રોગનાં જંતુ છે તે કોણ જાણે છે? ઘણાને એવી ટેવ હોય છે કે જ્યાં ત્યાં પાનની પિચકારી માર્યા કરવી. એના જેવી ખરાબ ટેવ બીજી એકે નથી. એમ કદી પણ કરવું જ નહિ. તમાકુ કદી ન ખાવી. પાન પણ નાનપણમાં ખાવાની ટેવ ન પાડવી.

દિવાળીના તહેવારો પર ઘરની બહાર ને અંદર લીંપીગૂંપી સાફસૂફ રાખવાનો રિવાજ છે તે બહુ સારો છે. વરસમાં ઓછામાં ઓછી એક વાર તો એ પ્રમાણે કરવાની જરૂર છે. ચૂનાબંધ મકાન હોય તો વરસમાં એક વાર તેને

કળીચૂનાથી ધોળાવવું ઘટે છે. એ સમયે બારીબારણાં અને બીજો લાકડાનો સામાન લૂગડાના પોતા વડે અગર ગરમ પાણીમાં સોડા નાખી તેમાં લૂગડું બોળી તેના પોતા વડે ઘસીને સાફ કરવો જોઇએ. વરસ દહાડે એ બધાં પર રજ ચઢી હોય એ સ્વાભાવિક છે.

આપણે વિના કારણે દિવાલો ને બારીબારણાં કેવાં ગંદાં કરીએ છીએ તેની હદ નથી. કોઈ પાન બનાવતાં આંગળી પર વધેલો ચૂનો દિવાલ પર ચોપડે છે, કોઈ ખરાબ હાથ લૂછવાના લૂગડાનું કામ દિવાલ પાસે કરાવે છે. કોઈ તેલવાળા હાથ દિવાલ પર લૂછે છે. પરંતુ પાન ચોપડવાના ચૂનામાં એકાદ કૂચડો રાખીએ, દિવેલના કોડિયામાં એકાદ સળી રાખીએ, તેલ ઘીના વાસણમાં પળી રાખીએ તો હાથ ખરાબ ન થાય અને દિવાલ બગાડવાનું પણ ન સૂઝે! તમે કદી પણ બારીબારણાં કે દિવાલ પર આ રીતે ગંદવાડ કરતાં નહિ.

પથારી ગંદી ન થાય એ તરફ ખાસ લક્ષ આપવું જોઇએ- ઓસીકા પર ગલેફ ચઢાવી રાખવાં. બિછાના પર ચાદર પાથરવી. એ ગલેફ અને ચાદર વારંવાર ધોવાં. પથારી પર જે ચાદર બિછાવી હોય તે ઓસીકા પર આવી જતી હોય તો ગલેફ વારંવાર ધોવા નહિ પડે. અલબત ચાદર તો ધોવી જ પડશે. ગલેફ ને ચાદર આપણે પોતે જ ધોઇ નાખવાં. ધોબીને આપવાથી નકામો વિલંબ થશે અને તેથી કદાચ મેલી ચાદરો વાપરવાની ટેવ પડશે

દર મહિનાના છેલ્લા દિવસે બિછાનાં તડકામાં રાખવાં

ઉચિત છે. ઋતુ પ્રમાણે એ સમયમાં ફેરફાર કરવો. શિયાળામાં આ કામ મહિનામાં એકથી વધારે વાર કરવું જોઇએ. બિછાનાં તાપમાં રાખવાથી તેમાં ભરાઈ રહેલાં જંતુ નાશ પામે છે. તે ભીનાશવાળાં રહેતાં નથી. ખાસ કરીને ચોમાસામાં આપણા બિછાનામાંથી એક જાતની દુર્ગંધી આવે છે. તેનો રામબાણ ઇલાજ સૂર્યનો તાપ જ છે.

ભાદરવા માસમાં તો અવશ્ય તમારે આ કામ કરવાનું જ છે. તે વખતે તમારે તમારા પેટીમાં રાખેલાં કપડાં, શાલ, બનૂસ, સાડીઓ વગેરે બધું તડકે નાખવું. અને સારી રીતે તપે એટલે ઝાડીઝૂડી, વાળી પાછું હતું તેમ મૂકવું. તમારી ચોપડીઓનો કબાટ પણ આ વખતે આ રીતે સાફ કરવો.

ઘરની વાત પૂરી થઇ: હવે નિશાળની વાત કરીએ. તમે કાગળના ટુકડા વેરો છો. દિવાલ પર શાહીના ડાઘ પાડો છો કે પેન્સિલના લીટા કરો છો. શાહીમાં કલમ છાંટી લોંચતળિયું કે દિવાલ પર શાહીના છાંટણાં પાડો છો અને નવરાં પડયે ત્યાં નાનાં પ્રકારનાં ચિત્રો દોરો છો. એ શું તમારાં સ્વચ્છ રહેવાનાં લક્ષણો છે? જે છોકરીને સ્વચ્છતા પર પ્રેમ છે તે કદી આવું કરતી નથી. જે માણસ પોતાની ચીજને સ્વચ્છ રાખે છે તે બીજાની ચીજોને ગંદી કરતું નથી. ધારો કે કોઈ તમારી નિશાળ જોવા આવ્યું. તો આવું બધું જોઇ શું ધારશે?

આ સિવાય બીજી અનેક કુટેવો તમારામાં છે કે તેની હદ જ નથી. આંગળી પર થૂંક લઇ પાનાં ફેરવો છો.

થૂંક વડે સ્લેટ સાફ કરો છો. પેન કે પેન્સિલ મોંમાં ઘાલો છો. તમારી એ સ્લેટ, એ પેન્સિલ, એ પેન હાથમાં લેવાનું પણ કોને ગમે? આપણે હાથ વડે કામ કરીએ છીએ. કેટલીય ચીજો પકડીએ છીએ. તેથી આંગળીઓ પર હમેશાં થોડા ઘણો પણ મેલ રહ્યા કરે છે. એ મેલ આંગળી મોંમાં નાખીએ એટલે પેટમાં જાય છે. અને પેટમાં મેલ જાય એટલે શું થાય તે તો તમે સારી રીતે જાણો છો. ચોપડીના પાના પર કેટલોય મેલ જામ્યો હોય. તમે થૂંક વડે પાનાં ફેરવો એટલે તે મેલ આંગળીને ચોંટી તમારા મુખમાં જાય. અરેબિયન નાઈટ્સમાં એક વાત છે તે પરથી થૂંક વડે પાના ફેરવવામાં કેટલું નુકસાન છે તે તમારાથી બરાબર સમજાશે. એક માણસને એવી કુટેવ પડી હતી. તેના શત્રુએ ચોપડીનાં પાનાં પર ઝેર ચોપડી રાખ્યું હતું. તેણે એ ચોપડીનાં પાનાં ફેરવવા માંડ્યાં. આંગળી પર થૂંક લેતો જાય ને પાનું ફેરવતો જાય. આ પ્રમાણે કરતાં કરતાં એકદમ તેને ઝેર ચઢ્યું ને તે મરણ પામ્યો. ચોપડીનાં પાનાં પર જીવજંતુ પોતાની લાળ નાખે છે. એ બધાં જીવજંતુમાંનાં કોઈ ઝેરી હોય એ સંભવિત છે. પેન્સિલ પર પણ આવી રીતે મેલ જામ્યો હોય છે. વળી આપણી આંગળીને કેટલી ખરાબ ચીજોના સંબંધમાં આવવું પડે છે? માટે કોઈ પણ ચીજ મોંમાં ઘાલવાની ટેવ સારી નથી. વળી હાથ કે પેન્સિલ મોંમાં ઘાલવાથી તે વધારે મેલાં બને છે. આથી આપણે ગંદાં બનીએ છીએ.

હવે તમારા વાંચવાના તથા ઊઠવા બેસવાના ઓરડાની વાત

કરીએ. વારૂ, એ ઓરડાના ખૂણામાં તમેકદી સાવરણી ફેરવી છે ખરી? તમારા ટેબલ પર આંગળી ઘસો જોઉં. આંગળી પર ધૂળ લાગે છે ખરી? તમારી કલમ શાહીથી ખરડાએલી લાગે છે? પુસ્તકનાં પૂઠાં ચકચકિત છે ખરાં? ચોપડીઓ છુટી છુટી પડી છે કે નહિ? એક ચોપડી ટેબલ ઉપર તો બીજી ટેબલ નીચે; એક ચોપડીના પાનાં બીજી ચોપડી વચ્ચે દબાએલાં તો ત્રીજી ચોપડીનાં ઉઘાડાં પાનાં પવનને લીધે વારંવાર ફરફર કરતાં ઉડે, આવી સ્થિતિમાં તમારી ચોપડીઓ પડી છે કે નહિ? ચોપડીઓ દરરોજ ગોઠવો છો ખરાં? અમે અચાનક તમારે ઘેર આવીએ ને તમારા ઓરડામાં આવી સ્થિતિ જોઇએ તો તમારાં વખાણ કરીશું ખરા? જોવા આવનાર કંઇ અગાઉથી ખબર આપી આવતું નથી. માટે તે બાબતની દરરોજ કાળજી રાખવી એ જ સારું છે.

વારૂ, તમારાં કપડાં એકાદ બે દિવસમાં આટલાં બધાં મેલાં કેમ થઇ જાય છે? જે નાની છોકરીઓ આખો દિવસ ધૂળમાં રમે છે. ગમે તો કપડાં પહેરે છે અને ન ગમે તો બગલમાં લઈ ફરે છે. તેનાં કપડાં તો એક દિવસમાં મેલાં થઈ જાય એ સ્વાભાવિક છે. પરંતુ તમારા જેવી મોટી ઉંમરની છોકરીઓ પણ બે દિવસમાં કપડાં મેલાં ઘાંચી જેવાં કરી મૂકે એ ઠીક લાગતું નથી. ગમે તે સ્થળે ધબ દઈને બેસવું, ન જોવી ધૂળ કે ન જોવો કાદવ, એ ટેવ સારી નથી. એ વાત ખરી છે કે ધૂળ કે કાદવ રખેને કપડાંને અટકી જશે એવી બીકમાંને બીકમાં ફફડતાં રહેવું આપણને ન

પાલવે. પરંતુ તે સાથે સાડીનો છેડો જમીન પર ઘસડાતો જાય, તેને ઉંચો લેવાનો પ્રયત્ન જ ન કરીએ એ કેમ પરવડે? આવી રીતે લફડફફડ ચાલતાં ધારો કે લૂગડું કોઇ વસ્તુ સાથે ભરાયું. તમે તો પૂર જોસમાં ચાલ્યાં જ કરો છો. તરત જ નવી પહેરેલી સાડી ચરડ દઇને ફાટશે એ શું તમને ગમશે ખરું? હાથ શાહીથી ખરડાયો. તમે સાડીએ લૂછયો. મા બિચારી એ શાહીનો ડાઘ કાઢતાં કાઢતાં હેરાન થઇ જાય એમાં કંઇ તમારી બહાદુરી ન ગણાય. આવી ખરાબ ટેવ ને બેદરકારી તો તમારે છોડવી જ જોઇએ.

વારૂ, જ્યોત્સ્ના, તેં આજે દાતણ કર્યું લાગતું નથી. દરરોજ સવારમાં ઊઠી દાતણ કરવાની ટેવ પાડવી જોઇએ. આ પહેલાં મેં દાતણ વિષે ઘણું કહ્યું છે. વારૂ, તારા કાનની પાછળ મેલનો થર ચઢયો છે, દાંત પીળા દેખાય છે, વાળની વાટ વણાઈ ગઇ છે, કપડાં પર એક શેર ધૂળ ચઢી છે, આવી ગંદી છોકરી તો કોઇ માલમ પડતી નથી. આવી સ્થિતિમાં કોઈ આપણી શાળા જોવા આવે તો? તે આવી તારી પીઠ પાછળની તેલના ધાબાવાળી દિવાલ, શાહીના ડાઘાવાળું ડેસ્ક, મેલાં કપડાં અને છારીવાળા દાંત જોઇ શું કહે? છદ્! છદ્!! સ્વચ્છતા એજ મનુષ્યની અને ઘરની શોભા છે. તમે કદી પણ તમારું ઘર, તમારો દેહ કે તમારા મનને શોભાહીન કરી મૂકતાં નહિ.

તમારી નિશાળનો ઓરડો એ વિદ્યાની દેવી સરસ્વતીનું પ્રેય મંદિર છે. એ મંદિર શું ગંદુ રખાય? તમારું ઘર એ લક્ષ્મી અને શ્રીનું આવાસસ્થાન છે, તે શું અસ્વચ્છ

રાખી શકાય ? તમારું શરીર અને મન પરમેશ્વરની લીલા-ભૂમિ છે, તે કદી પણ મેલું રાખી શકાય નહિ. દેહનો મેલ તે ધૂળમાટી ને મનનો મેલ તે પાપ.

દરરોજ, દરક્ષણે તમારું ઘર, શરીર ને મન સ્વચ્છ રાખજો. એમ માનજો કે દરરોજ તમારે ઘેર ઉત્સવ છે. દરરોજ તમારે ઘેર મોટો તહેવાર છે; એમ માનજો કે દરરોજ, પ્રતિક્ષણે તમે તમારું ઘર, શરીર ને મન ચોકખું કરી પ્રભુના આગમનની રાહ જુઓ છો. કયે વખતે, કયા શુભ મુહૂર્તમાં એ દયાળુ દેવ પધારવાના છે તે કોણ કહી શકે તેમ છે ?

પરંતુ તમને એક બાબતની ચેતવણી આપવાની છે. સ્વચ્છતાના પાઠ ભણતાં ભણતાં વિલાસી બની જતાં નહિ. તમારાં કપડાં સ્વચ્છ હોવાં જોઇએ. પરંતુ તે અસીબંધ હોવાની જરૂર નથી. એથી તો નકામો સમય જાય છે ને ફેશનમાં ફસી જવાય છે. તમારા વાળ ઓળી સ્વચ્છ રાખવા એ જરૂરનું છે, પરંતુ તેમાં વિચિત્ર જાતનાં પટિયાં પાડવાં ને ચાંચો કાઢવાની જરૂર નથી. એથી તમારો સમય જાય છે એટલું જ નહિ પણ એવી રીતના વાળની કારીગરી તમને સુંદર બનાવતી નથી. સ્વાભાવિક શોભા ઉપર જેટલી કારીગરી કરવા જઈએ તેટલી નકામી છે.

અસ્વચ્છતા જેમ શરીરને માંદું પાડે છે તેમ વિલાસીપણું પણ દેહ અને મનને તેથી પણ વધારે વિકળ બનાવે છે. અસ્ત્રી કરેલું કપડું પહેરવાથી તે ચોળાઇ ન જાય તેની ખાસ સંભાળ રાખવી પડે છે. અને તેને લીધે આપણે ધીરધીરે,

બીતાં બીતાં અસ્વાભાવિક રીતે હાલવું ચાલવું પડે છે. એવાં કપડાં ઘરકામને માટે જરાયે અનુકૂળ નથી. એવાં કપડાં પહેરવાથી આપણને જરા અતડાં રહેવાનું મન થાય છે અને તેને લીધે ધીમે ધીમે આળસ, જડતા, પીડા ને એકલસૂરાપણું આવી જાય છે.

બહુ નજીવી ગણાતી વાતો પણ તમને આટલા વિસ્તારથી કહેવામાં આવે છે, તેનું કારણ એટલુંજ કે એ વાતો હમેશાં નજીવી માની પળાતી નથી. પરંતુ આપણો સંસાર તો એવી એવી નજીવી બાબતોના સમુદાયરૂપ છે.

વળી તમે જેવી બહારની ચોકખાઈ રાખો તેવી જ મનની ચોકખાઇ જાળવજો. મન સ્વચ્છ રાખવું એ મૂળ મુદ્દાની વાત છે. જેનું મન પવિત્ર હોય તેના પર લોકો પ્રીતિ રાખે છે.

પ્રકરણ ૪ થું: ૧ રસોઇ ને રસોડું, ૨ કોઠાર, ૩ સંયમ, દાન અને કરકસર.

## ૧ રસોઈ ને રસોડું

રસોઇ કરવાનો હેતુ પદાર્થને પચવા લાયક અને સ્વાદિષ્ટ બનાવવાનો છે. આ બે ઉદ્દેશ લક્ષમાં રાખી જે રસોઈ કરવામાં આવે તે ઉત્તમ બને છે. આ બંને હેતુનો વિવેક જાળવવામાં ન આવે તો કાંતો રસોઈ અભક્ષ્ય બની જાય છે અગર તો પચવામાં ભારે થઇ પડે છે.

રસોડું સ્વચ્છ ને વ્યવસ્થિત રાખવું જોઇએ. રસોઇ કરવામાં કુશળ હોય તેને હાથે રસોડું અસ્વચ્છ બનતું નથી. જે ચીજની જ્યારે જરૂર પડે ત્યારે તે હાથ આગળ મળી આવે એવી રીતે તેની અગાઉથી ગોઠવણી કરી રાખે છે, તેમ ન કર્યું હોય તો અમુક વસ્તુ ખોળવા જતાં કેટલો સમય જાય! કેટલી અગવડ પડે! અને એમ ઉતાવળ કરવા જતાં કાંતો વઘાર બળી જાય અગર તો પગ કે હાથની ઠોકર લાગતાં પાણીનો લોટો ઊંધો વળે.

પાણીનો લોટો હમેશાં ખાળ પાસે રાખવો. કારણ કે હાથ ધોતાં થોડુંઘણું પાણી તો ઢળવાનું જ.

રસોડા પાસે અજીઠું પાણી એકત્ર કરવાની કુંડી હોવી જોઇએ. જો તેમ ન હોય તો એવું પાણી એક મોટા વાસણમાં એકઠું કરવું અને પછી બની શકે તેટલે દૂર ફેંકી દેવું. તેમ ન કરીએ તો રસોડાની આજુબાજુ એઠવાડ જામે

અને તેમાંથી બદબો ફેલાય. દૂરની કોઈ ચોકખી જગાએ એ પાણી રેડવાથી કાગડાકૂતરાં તેમાંનું અજીઠું ખાઈ જશે. ઘેર ગાય રાખતાં હોઈએ તો તો કંઈ ચિંતા રહેતી નથી. કારણ કે એવું પાણી ગાય પી જશે. આવું પાણી જંગલમાં કે ઘાસમાં કદી ફેંકવું નહિ. કારણ કે તેવી જગા આપણે સાફ કરી શકતાં નથી તેમ કાગડાકૂતરાં પણ તેમાંની કોઈ વસ્તુ ખાઈ શકતાં નથી. એઠવાડ નાખવાનું મુકરર સ્થાન કોઈ કોઈ વખતે સાવરણીથી સાફ કરવું.

ઘણાંખરાં રસોડાંની પાછળ એકાદ ખાડો કે ખોદેલી જગા હોય છે. ચોખાનું ધોવણ, બીજું અંજીઠું વગેરે એક મોરી દ્વારા એ ખાડામાં કે ખોદેલી જગામાં જઈ પડે છે. આવી સ્થિતિ અનિવાર્ય હોવા છતાં એ સ્થળ બને તેટલું સ્વચ્છ રાખવાનો પ્રયત્ન કરવો.

રસોઈ અનુભવથી શીખી શકાય છે. ચોપડીઓ વાંચી શીખી શકાતી નથી. રસોડામાં પેસતા પહેલાં પ્રથમ બધી વાનીઓ કઇ રીતે રંધાય છે તે નજરોનજર જોવું જોઇએ. કઈ વાનીમાં કઇ કઇ ચીજ કેટકેટલી જોઇએ છે, કઇ ચીજ કયારે વપરાય છે, કઇ ચીજ કયારે નાખવી જોઇએ, કયારે ચૂલા પર ચઢાવવી જોઇએ વગેરે બધું અગાઉથી શીખવું જોઇએ. ત્યાર પછી પોતાને ખાત્રી થાય કે હવે વાંધો નહિ આવે ત્યારે ધીમે ધીમે એક પછી એક બધી રસોઈ જાતે કરવી જોઇએ.

અગાઉથી ‘ આ મારાથી નહિ બને ’ એવો જવાબ કદી ન આપતાં. જે માણસ કામ કરતા પહેલાં ‘એ તો મારાથી

ન બને' એમ કહી ઊભું રહે છે તેનાથી મોટું કામ તો રહ્યું પણ નાનું કામ પણ કદી થતું નથી. 'જે બીજાં કરી શકે છે તે હું પણ કરી શકીશ. તેને બે હાથ, બે પગ છે; મારે પણ એટલા જ હાથપગ છે. તે જ્યારે કરી શકે છે તો હું કેમ ન કરી શકું ? કદાચ એકાદ બે વાર ન આવડે પણ તેથી શું થઈ ગયું ? શરૂઆતમાં તો બધાની ભૂલો પડે. છેવટે એકનું એક કામ કરતાં કરતાં આવડી જાય. હું શું તેના કરતાં કમ છું. હું અવશ્ય કરી શકીશ.' કામ કરવામાં આવી દૃઢતા દરેકમાં અવશ્ય હોવી જોઇએ.

કામ કરીએ ને ન આવડે તો જેટલી શરમ ઉપજે તેથી વધારે શરમ 'મને ન આવડે' કહેતાં ઊપજવી જોઇએ. બધાં કાર્યમાં પ્રથમ સાહસ કરવું જોઇએ. સાહસ આગળ, જિદ આગળ, કઠણ કામ પણ સહેલું બની જાય છે.

રસોડું સ્વચ્છ રાખવું તેની સાથે તેમાંની બધી ચીજો પણ બહુ સ્વચ્છ રાખવી. તપેલાં ચકચકીત રાખવાં. વાસણો ડાઘ વિનાનાં રાખવાં. લોટા માંજેલા રાખવા. શાક દાળ ધોઇ સ્વચ્છ કરી રાંધવામાં લેવાં. તે ઉપરાંત તમારા હાથ પગ, કપડાં વગેરે પણ સ્વચ્છતાના નમુના રૂપ હોવાં જોઇએ. રાંધવા પેઠાં ને રાખમેશથી ખરડાઇ ભૂત જેવાં બની બહાર નીકળ્યાં એમ કદી ન બનવું જોઇએ. હાથ ધોવાનો લોટો અને લૂછવાનો ટુવાલ રાંધતી વેળા નજીક મૂકી રાખવાં જોઇએ.

શરૂઆતમાં એકેક ચીજ રાંધતાં શીખવી. બધાંને માટે ન રાંધી શકાય તો પોતાના જેટલી રાંધવાથી શરૂઆત

કરવી, પોતાના જેટલી રોટલી વણવી, પોતાના જેટલું શાક બનાવવું વગેરે બીજાંને જરાકે અડચણ રૂપ નહિ થઈ પડે. સવારના પહોરમાં દૂધ ઉનું કરવું, દાળમાં મીઠું મરચું નાખવું વગેરે કામ આગ્રહપૂર્વક કરવાં જોઇએ. તે શિવાય ઘેર ગાય હોય તો દહીં મેળવવું, છાશ બનાવવી, માખણ ઉતારવું, ઘી બનાવવું વગેરે કામ ખુશીથી શીખી શકાય અથાણાં, મુરબ્બા, મિઠાઈ વગેરે ઘેર બનતાં હોય ત્યારે નજર રાખવી અને મોટાંની દેખરેખ નીચે તે કહે તે પ્રમાણે તે બનાવતાં શીખવું. શીખીએ નહિ તો કોઈ પણ ચીજ ન આવડે. ટેવ ન પાડીએ તો લખતાં ન આવડે, હાથ પણ ન હલે.

ચૂલો સળગાવવાનું કામ સાવચેતી રાખી શીખવું. અગ્નિનો સ્વભાવ છે કે પવન ન હોય તો તે સળગે નહિ. એક હાંલ્લામાં દીવો મૂકી તેના પર ઢાંકણી ઢાંકી દેશો તો દીવો હોલાઇ જશે. ચૂલામાં ખૂણ કાઠી ભરશો તો દેવતા નહિ સળગે. કાઠી એવી રીતે ગોઠવવી કે વચ્ચે પોલાણ રહે ને તે દ્વારા અંદર વાયુની હેરફેર થઇ શકે. ચૂલાની ઉપર ને નીચેથી પવનની આવજા કરવાની પોલાણ રાખી હશે તો દેવતા તમારે હાથે કદી નહિ હોલાય.

ચૂલો બનાવતાં શીખવું એ અરધી રસોઈ શીખી જવા જેવું છે. ચૂલો એ જ રસોઇનો પાયો છે; એ બનાવવામાં કુશળતાનું કામ છે. ચૂલો દેખાવમાં સુંદર બને તે તરફ પણ લક્ષ આપવું.

ટુંકામાં કહું તો માના હાથમાંથી ઝૂંટવી લઈને પણ બધું કામ સંભાળથી કરવું. તેમ નહિ કરો તો કેવળ 'પકવાન-

પોથી' કે 'પાકશાસ્ત્ર' વાંચવાથી તો ડગલે ડગલે છેતરાવું પડશે.

રસોડામાં કાઠી ન રાખવી. બને ત્યાં સુધી તે દૂર રાખવી એ જ સારું છે. જેમ જરૂર પડે તેમ થોડી થોડી લાવવી. કાઠી રાખવાની જગા ભોંયતળિયાંથી ઉંચી જોઇએ. તેની ઉપર નીચે હવા ને પ્રકાશ આવજા કરે, અને તો તેના પર સૂર્યનો પ્રકાશ પણ પડે એવી જગાએ કાઠી ગોઠવી રાખવાથી સાપ કે ઉંદરનાં દર તરીકે તેનો ઉપયોગ નહિ થાય.

ઘાસ કે કડબના પુળા બાંધી તેને છજાની પાંખ સાથે બાંધી રાખવાથી નકામી જગા નહિ રોકે, તેમ જ વરસાદ વગેરેથી ભીંજાઈ કોહી નહિ જાય. વળી ભોંયતળિયે રાખવાથી જે અગોચર થાય છે તે પણ તેવી સ્થિતિમાં બીલકુલ નહિ થાય.

રસોઇ કરનારને બધી ચીજ ઉપયોગી છે. કોઈ પણ ચીજ ફેંકી દેવા જેવી નથી. ઝાડનાં પાંદડાં એકઠાં કરી બાળવાથી ભાત થઇ રહે, અગર એકાદ બે રોટલા પણ મજેથી થઇ શકે. લૂગડાંના ડુચા સંઘરી રાખવાથી તેની કાકડી થાય, અગર મસોતાં થાય, અગર દીવેટ બને. નાની નાની ફેંકી દેવા જેવી ચીજોમાંથી તો સંસારનું અર્ધું કામ સર્યું જાય છે.

## ૨ કોઠાર

કોઠાર એજ ગૃહિણીની પરીક્ષા કરાવે છે. ક્યારે, કયે વખતે, ક્યા કામમાં, કેટલા દિવસ પછી કઈ ચીજની જરૂર પડશે તે અનુભવી ગૃહિણીઓ બરાબર કહી શકે છે. અગાઉથી તેઓ એ ચીજ મંગાવી સાચવી રાખે છે. તેઓ કદી કોઈપણ

ચીજ તદ્દન ખલાસ કરી નાખતી નથી. એક ચીજ પૂરી થાય તે પહેલાં તે જ ચીજ મંગાવી રાખે છે.

જૂના જમાનાની ડોશીઓ કવખતના મંદવાડ વખતે છોકરાંઓને ઉપયોગી નીવડે એ હેતુથી જૂનું ઘી સંઘરી રાખતી અને કોઈપણ છોકરાની છાતી ભીડાય કે ગળાને શરદી લાગુ પડે કે તરત તેનો ઉપયોગ કરતી. પેટપીડને માટે એક જૂની માટલીમાં વીસ વર્ષની જુની આંબલી સંઘરેલી હોય તેનો ઉપયોગ થતો. રાતને વખતે કોઇ મેમાન આવી ચડે તો તેના આદરસત્કાર માટે નાસ્તો તૈયાર જ રહેતો. અત્યારે તો જરા મંદવાડ આવી પડે કે દાક્તર પાસે દોડવું પડે છે અને રાતે જમ્યા પછી મે'માન આવે તો કંદોઈને ત્યાં જવું પડે છે. દર વખતે બજાર, દુકાન કે દાક્તર ઉપર આધાર રાખી સંસાર ચલાવવો પડે એ ભારે દુઃખદાયક વાત છે. આગ લાગે ત્યારે કુવો ખોદાવવા બેસીએ એ શું કામનું ? પશુપક્ષીમાં પણ સંઘરો કરી રાખવાની ટેવ છે, તો પછી માણસમાં કેમ ન હોવી જોઇએ ?

માટે તમારે કોઠારમાં કઈ કઇ ચીજો હોવી જોઇએ તે મોટાંઓ પાસેથી બરાબર જાણી લેવું જોઇએ. કોઠારમાં કઈ ચીજ ક્યાં મૂકી છે તે પણ બારાબર જાણી લેવું જોઇએ. એકાએક કોઇ ચીજની જરૂર પડે, બધાં આમતેમ ખોળવા મંડી જાય, પણ તમારી મા આવી તરત કોઈ એક જૂનાં વાસણમાંથી અગર તો નાની પેટીના ખૂણામાંથી એ વસ્તુ ખોળી કાઢે છે. એ તમે નજરે જોયું નથી ?

દરેકને ઘેર કોઠાર જુદો રાખવાની સગવડ હોતી નથી.

માટે કોઠારમાં રાખવા જેવી ચીજોમાંની કેટલીક સૂવા બેસવાના ઓરડામાં, તો કેટલીક રસોડામાં કઈ રીતે ગોઠવવી એ પણ શીખી લેવું જોઇએ. આ બધી વેતરણ નજરોનજર નિહાળવાથી જ આવડે છે. કંઇ ચોપડીઓ વાંચ્યે આવડતી નથી.

જેઓની સ્થિતિ સારી છે તેઓએ તો મોસમમાં આખા વર્ષમાં જોઇતી ચીજો સસ્તામાં ખરીદી લેવી એ ઉત્તમ છે. પરંતુ એ વખતે થોડોઘણો સંચય તો દરેકે કરી લેવો જોઇએ.

કોઠારમાં હવા અજવાળું પુષ્કળ આવવું જોઇએ. નહિ તો ત્યાં સાપ, ઉંદર અને બીજાં જીવજંતુને રહેવાની અનુકૂળતા મળી રહેશે અને ત્યાંથી તે બધાં તક મળતાં સૂવા બેસવાના ઓરડામાં કે રસોડામાં પણ પેસશે.

કોઠારના ખૂણામાં સ્વાભાવિક રીતેજ અંધારું હોય છે, માટે ત્યાં ચીજો રાખવી નહિ. એકાદ પાટલી કે પાટ ગોઠવી તે પર બધો સામાન ગોઠવી રાખવો. એટલે ભોંયતળિયું હમેશાં સાફ રહી શકે. એ ઓરડાના ખૂણામાં જ્યાં સામાન ગોઠવ્યો હોય તે ભાગમાં ભોંયતળિયું દરરોજ બરાબર સાફ રાખવું એમ કરશો તો ઉંદરની રંજાડ નહિ વધે, અને વધશે તો પણ એકાદ બે રોજ માટે.

માસ પૂરો થવા આવે એટલે કોઠારની ઓરડી, રસોડું, સૂવા બેસવાનો ઓરડો વગેરે બધું વાળીઝૂડીને સાફ કરવું. કોઠારમાં કઇ કઇ ચીજ કેટલી બાકી રહી છે તેની તપાસ કરવી. તદ્દન ખલાસ થઇ જાય તે પહેલાં દરેક ચીજ નવી આવવી જોઇએ એ બાબતની સંભાળ રાખવી.

એક બીજી વાત યાદ રાખજો. વાપરવાનું અને સંઘરવાનું એમ બે વાસણો દરેક મોટા જથ્થામાં વપરાતી ચીજોનાં હોવાં જોઇએ. એક વાસણમાંથી દરરોજ ચીજ વપરાય અને તે પૂરી થયે સંઘરવાનું વાસણ વાપરવાના વાસણમાં ખાલી થાય, એવી વ્યવસ્થા તમારા કોઠારને કદી શૂન્ય બનાવશે નહિ. વાપરવાને માટે કેટલી ચીજ રાખવી અને સંઘરવા માટે કેટલી રાખવી એ વાત અનુભવે સમજાય છે. દરેકને માટે તે નિયમ એકસરખો ન હોઈ શકે. કોઈ ચીજ અર્ધી તો કોઇ ચીજ પા ભાગ જેટલી વાપરવા માટે રાખવી જોઈએ. એથી પણ ઓછી રાખવામાં કંઈ અડચણ પડતી નથી. આ સંબંધી આપણે અનુભવે શીખવાનું હોવાથી શરુઆતમાં ભૂલ થવાનો સંભવ છે. પણ ધીમે ધીમે એ બાબતની ટેવ પડી જશે. બધાં કામમાં આમ જ થાય છે. તેથી નિરાશ થવાની જરૂર નથી. જે ઠગાય છે તે જ શીખે છે. છેતરાતાં છેતરાતાં અનુભવી થવાય છે. ભૂલની પણ જરૂર છે. આ જગતમાં કોઇ પણ કાર્ય નકામું જતું નથી. કામ કામને શીખવે છે. આળસુ માણસ કામ કરતો નથી તો તેનામાં આવડત પણ આવતી નથી. તમારે મધમાંખી જેવાં થવું જોઇએ. તે દરેક વાસવાળાં કે વાસ વગરનાં ફૂલમાંથી મધ ચૂસે છે. તમારે પણ દરેક કામમાંથી અનુભવ મેળવવો જોઇએ.

આ રીતે કોઠારમાં વાપરવાનું ને સંઘરવાનું વાસણ જૂદું જૂદું રાખવાથી પુષ્કળ ફાયદા થાય છે. તે ચીજ કરકસરથી વપરાય છે. સ્વાભાવિક રીતે બહોળી ચીજમાંથી વાપરવા માંડીએ તો તે વધારે વપરાય છે. પરંતુ થોડી ચીજ હોય

અને તેમાંથી વાપરવા માંડીએ તો એ ઉદારતા ઘણી વેળા ઓછી કરી નાખવી પડે છે. વળી એક જ વાસણ વારંવાર વપરાશ માટે ઉઘાડ બીડ કરીએ તો તે ચીજ ખરાબ થઈ જવાનો સંભવ છે. જેમકે ઘી, તેલ વગેરેની બરણીઓ વારંવાર ઉઘાડ બીડ કરીએ તો તે બહારના વાયુના સંસર્ગથી વહેલું ખરાબ થઈ જાય છે.

આપણે ત્યાં દિવાળીને ટાંકણે લીંપણ કરવાનો, ગ્રહણ વખતે વપરાતી માટીનો ચીજો કાઢી નાંખવાનો અને બીજા મોટા તહેવારો વખતે ઘર સાફસૂફ રાખવાનો જે રિવાજ છે તે બહુ સારો છે. કારણ કે આડે દિવસે તો એ કામ કરવા જતાં આળસ આડે આવે છે. પરંતુ આ વખતે તો લોકોને લજ્જાના ભયથી પણ આ બધું કરવું જ પડે છે. આ દિવસો ખરેખર આપણા ઘરની સ્વચ્છતા માટે આશીર્વાદ સમાન છે.

પરંતુ કોઇ પણ કામ વેઠ ઉતારવા જેવું ન થવું જોઇએ. જે કંઇ કામ કરવું તે ચિત્ત જોડી કરવું. મજૂરની પેઠે ઉપરછલ્લું કરવાથી કંઈ ફાયદો નથી. તેથી તો ઉલટો આપણો વખત જાય છે, ને કામ સારું થતું નથી. તમે કામ કરો ને બીજું આવી તમારી ભૂલો સુધારે અગર તમારું કામ ફરી નવેસરથી કરે તો પછી તમે એ કામ ન કરો એ જ સારું છે. તમારા કામમાં કોઇ ભૂલો કાઢે તે તમારે માટે સારું ન કહેવાય. જે કંઈ કરો તે બરાબર કરો.

જે કામ માથે ઉપાડ્યું તે સર્વાંગ સુંદર કરવાની ટેવ પાડવી જોઇએ. તેમ નહિ કરો તો તમને દરેક કામ ઉપરછલ્લું કરવાની કુટેવ પડશે, અને તમારાથી કદી સારું

કામ થઇ શકશે નહિ. ઘરમાં વાળવાનું કામ કરો તો સફાઇથી વાળો કે ખૂણેખાંચરેથી એક રતિ ભાર રજ પણ ન મળી આવે. પાટને તળિયે, પેટીને તળિયે, ખૂણાઓમાં બધે જાણે ચોકખુંચટ માલૂમ પડે. તમારું કામ જોતાં જ લોકો બોલી ઉઠે કે 'વાહ, કેવું મજાનું કામ કર્યું છે!'

## ૩. સંચય, દાન અને કરકસર

(ક)

કહેવત છે કે 'સંઘર્યો સાપ પણ કામ લાગે.' કોઈ પણ ચીજ પછી તે ગમે તેટલી નજીવી હોય તો પણ તે સંઘરી રાખીએ તો કોઇ વખતે કામે લાગવાની જ. એકાદ ઘાસની સળી પણ તમે સંઘરી રાખી હોય તો વખત આવ્યે તમને કેટલી કામ લાગશે? તમારા કાનમાં સળવળાટ થાય કે તરત તમે થોડું રૂ એ સળી ઉપર ચઢાવી અંદરનો મેલ બહાર કાઢી શકશો. તમારા દાંતમાં કંઇ ભરાયું છે કે તરત એ સળીની મદદથી તેને બહાર કાઢી શકશો. દીવેલનો દીવો ઝાંખો બળે તો તમે એ સળીની મદદથી હાથ બગાડયા સિવાય પ્રકાશિત કરી શકશો. વસ્તુની પેઠે ચેતનની બાબતમાં પણ એમજ સમજવાનું છે. જો તમે કોઇના પર ઉપકાર કરશો તો તમારા ઉપકારનો બદલો એક દિવસ અવશ્ય વળશે. ઉપકારના બદલા ખાતર ઉપકાર કરવો એ સારું નથી, પરંતુ આપણા પર જેના અથાગ ઉપકાર છે એ પરમ દયાળુ પરમેશ્વર તમારા કરેલા ઉપકારનો બદલો એ નાના મનાતા જીવ દ્વારા જરૂર આપશે. તમે કીડી ને

કબૂતરની વાત તો સાંભળી છે ને?

'એક કીડી વહેળામાં તણાતી જતી હતી. કિનારે પહોંચવાના તેના બધા પ્રયત્નો વહેળાના તાણ આગળ નકામા જતા હતા. કિનારા પર એક ઝાડ હતું. તે પર એક કબુતર બેઠું હતું. તેણે આ જોઈ એક પાંદડું તોડી વહેળામાં નાખ્યું. કીડી એ પાંદડા પર ચઢી ગઈ. પાંદડું તણાતું તણાતું કાંઠે આવ્યું. એક વખતે એક પારધી પેલા પક્ષીને મારવા બાણ તાકી ઉભો રહ્યો હતો. એ જોઇ પેલી કીડીએ તેને પગે ચટકો ભર્યો. પારધી નિશાન ચૂકયો ને કબુતર ઊડી ગયું. આ પ્રમાણે આ સંસારમાં અતિ નાના જીવ વડે પણ મહાન કાર્યો સધાય છે. નાની સરખી સોય કેટલું કામ આપે છે તે તમે નજરે જુઓ છો. માટે આ દુનિયામાં નાની ચીજની પણ ઉપેક્ષા કરવી નહિ.

પૈસો, અધેલો, પાઇ વગેરે કિંમતમાં કેટલું હલકું નાણું ગણાય છે? છતાં તેના પ્રત્યે બેદરકારી રાખી શકાય છે ખરી? રોજનો એક પૈસો કરતાં કરતાં તો વરસ દહાડે ૩૬૫ પૈસા બચે છે. રોજનો એક અધેલો મહિને પંદર પૈસા બચાવે છે. ચોખાનો એકેક દાણો બચાવતાં છેવટે તે એક મૂઠી જેટલા થાય છે.

બારણા પર ભિખારી આવી ઉભો રહે તો તેને મૂઠી ચોખા આપતાં તમે અચકાઓ છો, પરંતુ દરરોજ ધોવણ સાથે અગર તો એજીઠામાં કેટલા ચોખા નકામા જાય છે તે તરફ તમારું ધ્યાન ખેંચાતું નથી. એ નકામા જતા ચોખા બચાવવાનો પ્રયત્ન કરો તો તમે સહેજ પણ વધારે વાપર્યા

સિવાય દરરોજ એકાદ મૂઠી તો ભિખારીને આપી શકો. અનાજના એકાદ કણ તરફ પણ બેદરકારી ન બતાવો. બેદરકારી બતાવશો તો લક્ષ્મી નાખુશ થશે.

આવકના પ્રમાણમાં ખર્ચ રાખવું. દરરોજ અગર તો દર માસે કંઇક બચાવવું. એ બચાવેલી રકમ પછી ભલેને એકાદ પૈસા જેટલી હોય તો પણ નાખુશ થતાં નહિ. કદાચ એવો વખત પણ આવે કે એક પૈસા જેવી નજીવી રકમ માટે પણ તમારે બીજાં પાસે જવું પડે.

સાધારણ રીતે આપણી આવકને શાસ્ત્રકારોએ ત્રણ ભાગમાં વહેંચી નાખી છે. કુલ આવકનો અર્ધો ભાગ ગુજરાન માટે, ચોથો ભાગ સત્કાર્ય માટે ને બાકીનો ભાગ સંચય ખાતે વાપરવાને તેઓએ સલાહ આપી છે. હાલમાં આપણે જેમ જેમ ગરીબ થતા જઇએ છીએ તેમ તેમ વિલાસવૃત્તિ પણ વધતી જાય છે. આથી અર્ધો કે ચોથો ભાગ જવા દઇએ તો પણ બને તેટલું સત્કાર્ય ને સંચય ખાતે જમા કરવાનું ચૂકવું ન જોઇએ. જેઓના પર પ્રભુની કૃપા છે તેઓએ તો અવશ્ય ઉપલા ભાગો કરી પોતાની આવકનો વ્યય કરવો. દઢ ઇચ્છા હોય તો જ કંઈને કંઇ બચાવી શકાય. દઢ ઇચ્છા હોય તોજ કંઇ ને કંઇ સત્કાર્યમાં વાપરી શકાય. દરરોજ કંઇ પણ બચાવવું એવો નિશ્ચય કરવો અને કંઇ પણ સત્કાર્યમાં વાપરવું એવી ટેવ પાડવી. કંઇ ન બને તો છેવટે એકાદ મૂઠી અનાજનો સંચય કરવો. કંઈ ન બને તો છેવટે દુઃખમાં આવી પડેલા પાડોશીનું

કામ કરવું. પરંતુ આ ટેવ તો નજ છોડવી. જો છોડશો તો સંચય નહિ થાય તેમ સત્કાર્ય પણ નહિ કરી શકાય. કોઇનું ભલું કરવું, એ એક મોટા ભાગ્યની નિશાની છે. એવું કાર્ય કરવાની તક કદી જવા દેવાં નહિ.

( ખ )

જો કોઇ ગરીબ તમારી મદદ માગે તો શક્તિ હોય તો કંઇક આપવું, અને શક્તિ ન હોય તો વિનયથી જણાવવું કે તે માગે છે તેવી મદદ આપવાને આપણે અશક્ત છીએ. પરંતુ વાયદા આપી તેને આશામાં ને આશામાં ટટળાવવો એ આપણું કામ નહિ.

જે કોઇને કંઇ આપવાનું વચન આપ્યું તો પછી આપ્યેજ છૂટકો. તેમ નહિ કરો તો તમે સત્યના માર્ગેથી સ્ખલિત થશો. તમે આપી શકો તેટલીજ હા પાડો. વધારે આપવાનું સ્વીકારી પ્રતિજ્ઞા તોડવી તેના કરતાં ઓછું આપવાનું સ્વીકારી તરત આપવું એ વધારે સારું છે. ધર્મના કામમાં ઢીલ ન હોય. વિલંબ કરતાં અનેક અડચણો આવી પડે. કોઇ પણ બાબતની હા પાડયા પહેલાં ખૂબ વિચાર કરવો. હા પાડયા પછી તો તે પ્રમાણે વર્તવું જ જોઇએ. અલબત આપણાથી ન બની શકે તેવું હોય તો ચોકખી ના પાડવામાં નાનમ નથી.

ભિખારી તરફ ઉદ્ધતાઇ દર્શાવશો નહિ. ન આપવું હોય તો ન આપો પણ તેને ધમકાવવાનો તમને શો હક્ક છે ? ઘણાં કહે છે કે ' આવો પહેલવાન જેવો છે તે મજુરી કરી ખા ને ! ભીખ માગતાં શરમ નથી આવતી !" પરંતુ એ વચનો.

સંભળાવવાને તમને કશો અધિકાર નથી. તમે તેની અવસ્થા જાણતાં નથી. જાણવાનો પ્રયત્ન પણ કરતાં નથી. ન આપવું હોય તો કહો કે 'આપવાની સગવડ નથી.' તેના ઉપર ગુસ્સે થવાનું અગર તો તેને કડવાં વચનો સંભળાવવાનું શું કારણ છે? વિવેક અને ચારિત્રમાંથી ઉતરી પડવું એ તમને ન શોભે.

આપણા દેશમાં મૂઠી અનાજ કે લોટની ચપટી આપવાનો રિવાજ બહુ જૂના વખતનો છે. આ રિવાજ ઘણો સારો છે. ખરી સ્થિતિ જાણવા બેસીએ તો દાન કરી શકાય નહિ. વળી જેની અવસ્થા સારી લાગે તેની સ્થિતિ કદાચ અંદરખાનેથી ખરાબ પણ હોય. માટે જૂના સમાજશાસ્ત્રીઓએ નિયમ કર્યો છે કે પાંચ સારી સ્થિતિના લોકોને પાંચ મૂઠી આપવી પડે તો આપો પરંતુ ખરો પીડાતુર એકાદ માણસ પણ તમારા બારણેથી પાછો ન ફરવો જોઇએ. માટે જે આવે તેને વગર વિચાર્યે એકાદ મૂઠી આપો.

સંચય કરવાનો એક ઉપાય અગાઉ કહેવામાં આવ્યો છે. એક રોજની વપરાશનું વાસણ અને બીજું સંઘરાનું વાસણ રાખવું એ વાત તમે વિસરી ગયાં નહિ હો. તે જ પ્રમાણે દાનમાં આપવા માટેનું એક ત્રીજું પાત્ર તમે અનાયાસે જૂદું રાખી શકો. સવાર સાંજ રાંધવા માટે કાઢો ત્યારે ખીચડી, લોટ કે ચોખાની એક મૂઠી તમે તેમાં નાખતાં જશો તો એ કામ માટે જોઈતું અનાજ અનાયાસે સંઘરી શકશો.

આ સંબંધમાં એક વાર્તા સાંભળવા જેવી છે. મૂઠી

અનાજનું દાન આપવાનો રિવાજ આપણા દેશમાં કેટલો ફેલાયો છે તે એ પરથી બરાબર સમજાશે. એક દહાડો અમે અમારી કન્યાશાળા માટે મૂઠી અનાજનું દાન લેવા નજીકના ગામડામાં ગયાં હતાં. તે વખતે આ કન્યાશાળા એવાં દાન ઉપર જ નભતી. એ ગામડાંમાં રહેતા એક મુસલમાન ગૃહસ્થને અમે કહ્યું કે "તમે રાંધવા માટે ચોખા કાઢો ત્યારે સવારસાંજ એકેક મૂઠી એક જુદી માટલીમાં નાખજો. અમે છ દિવસ પછી આવી એ લઈ જઈશું.' તેણે અમને પૂછયું, 'એમ શા માટે?' અમે કહ્યું: 'એ સત્કાર્ય છે માટે.' તે થોડીવાર વિચારમાં પડયો પછી બોલ્યો, 'એ વાત ખરી છે. રાંધવા કાઢેલા અનાજમાંથી દાન આપીએ તે બધાને લાગે આવે ખરું.' અમે તે વખતે તો એ વચનોનો મર્મ સમજી શકયા નહિ. પરંતુ રસ્તામાં ચર્ચા કરતાં કરતાં અમને માલમ પડયું કે એ વચનોનો મર્મ અતિ સુંદર છે. એ વૃદ્ધ મુસલમાનના વચનોનો મહાન મર્મ એ છે કે 'ગૃહસ્થ પોતાની કોઠીમાં જે કંઇ અનાજ સંઘરી રાખે છે તેના પર ઘરમાંનાં બૈરાં છોકરાંનો એ જીવતો હોય ત્યાં સુધી અધિકાર નથી. પરંતુ જે અનાજ રાંધવા કાઢયું તેના પર એ બધાનો અધિકાર છે. માટે એ રાંધવા કાઢેલા અનાજમાંથી દાન કરવામાં આવે તો તેના પુણ્યનો ભાગ એ બધાંને સરખો મળે છે.' આ મર્મ અમને પણ તત્કાળ સમજાયો નહોતો. પણ એ વૃદ્ધ મુસલમાનના મગજમાં એ મર્મ ઘૂમી રહ્યો હતો. કારણ કે આવું દાન આપણા દેશના લોકોની નસેનસમાં ફેલાઈ ગયું છે. તમે આ મુસલમાન ગૃહસ્થનો મહાન ઉપદેશ કદી વિસરતાં નહિ.

( ગ )

એક બીજી વાત કહું છું તે હંમેશાં યાદ રાખજો. જીવ જાય તો ભલે પણ દેવું કરતાં નહિ. મોટું દેવું તો દૂર રહ્યું પણ નાનું દેવું કરવું એ પણ ઠીક નથી. જો નાની નાની બાબતમાં પણ દેવું કરવાની વૃત્તિ નહિ થાય તો તમારી દેવું ન કરવાની ટેવ દૃઢ થશે. નાનાં દેવાંની ટેવ ધીમે ધીમે મોટાં દેવાંને તાણી આણે છે. મનુષ્ય જીવનનો વિશ્વાસ શો ? કોઇ દેવું કરી માને કે આવતી કાલે વાળી આપીશ, પરંતુ રાતમાં જ મરણ નીપજે તો તેનાં દેવાંનો બોજો પરિવાર વર્ગ પર આવી પડે. આપણું પાપ બીજાં પર ચઢાવવાનો આપણને શો અધિકાર છે !

'મરું પણ માગું નહિ ' એ જિદ્દ સારી છે. એ જિદ્દ આપણને દેવું કરવાના અપકૃત્યથી બચાવે છે. દેવું કરનારને એવી ટેવ પડે છે કે તેને પાછલો હિસાબ તપાસવાની તકલીફ લેવાનું મન થતું નથી. 'મેં કદી દેવું કર્યું નથી. આજે મને તેમ કરવાનું મન શા માટે થાય છે ! જરા વેઠી લઉં તો શું ખોટું ! હમેંશાં કંઇ આ સ્થિતિ ઓછી ટકવાની છે ! અન્ન આપ્યું છે તે ચાવણું આપી રહેશે. દૂધ નહિ ખાઉં, ઘી નહિ ખાઉં પણ દેવું તો નહિ જ કરું.' એવો દૃઢ નિશ્ચય કરી જે દુઃખ વખતે પ્રભુનું શરણુ ખોળે છે તેને શાની ઉપાધિ છે !

એક બીજી વાત યાદ રાખો કે કદાચ દેવું થઈ ગયું તો તે પાછું વાળવા પહેલી તકે તત્પર રહો. આજ કાલ કરવામાં કદી દહાડા ન ગુમાવતાં. પહેલી તક કદી ન ગુમાવો. તક ન મળે તો મેળવવાની સખત મહેનત કરો. 'વળી

કોણ જાણે શું બને. પહેલાં દેવું તો વાળી નાખું. માથા-
પરનો બોજો દૂર થાય તો કંઈક સૂઝે ’ એવા વિચાર કરનાર
હમેશાં સુખી થાય છે.

દેવું પહેલી તકે વાળવાનાં બીજાં પણ કારણો છે. પહેલું
એ કે વચન આપ્યા મુજબ તરત દેવું વાળીએ તો બીજી
વાર નાણાં જોઈતાં હોય તો તરત મળે છે. જે વચન પાળતું
નથી તેના પર લોકો વિશ્વાસ રાખતાં નથી. બીજું એ કે
દેવાં પર વ્યાજ ચઢતું હોય છે. આવી રીતે વધતું જતું દેવું
માથા પર ગાજતું હોય તેને સુખે ખાવાનું પણ શી રીતે ભાવે?

તમારા પાડોશી પાસેથી કંઈ માગી લાવવું પડે તો
તે બનતી તાકીદે પાછું આપો. તેમ કરતાં તમારે એકાદ
દહાડો અરધે પેટે રહેવું પડે, અગર તે ચીજ વિના ચલાવી
લેવું પડે તો ચલાવો, પણ દેવું માથે ન રાખો.

વળી જે દેવું વગર વ્યાજનું હોય, કેવળ મોંએ માગ્યું
ને મળ્યું હોય, તે સર્વથી પ્રથમ આપવું જોઈએ. કારણ કે
તે દેવાનો પાયો વિશ્વાસ અને મિત્રતા ઉપર દૃઢ થયો છે.

આપણો એક મહાન શત્રુ તે મોજશોખ છે. ગુજરાન ચલા-
વવાનું કાર્ય કઠણ બન્યું છે. તેમાં વળી જો મોજશોખ ઘરમાં
પેઠો તો ભોગ મળ્યા. એક ચીજ સાથે બીજી લાવવી પડશે.
બીજી વળી ત્રીજીની જરૂરિઆત ઉભી કરશે. આમ
મોજશોખના પ્રવાહમાં તમારો સંસાર તણાવા માંડશે.

જેઓ પોતાનું ગુજરાન સારી રીતે ચલાવી શકે છે,
તેઓ કદાચ બીનજરૂરી ચીજો ખરીદે તો હજુ ઠીક કહેવાય.
પણ જેના પેટમાં ખાડા પડતા હોય તે ખુરશી કે ટેબલ

ખરીદે, ધોબી પાસે કપડાં ધોવરાવે કે ઉંચી જાતની બનારસી સાડી ખરીદી પહેરે તે સારું ન જ કહેવાય. જે જરૂરી ચીજ ખરીદી શકતું ન હોય તેનાથી બીન જરૂરી ચીજો ખરીદાય જ કેમ ?

અત્યારે જાડાં કપડાં પહેરવાં ગમતાં નથી. સાગની લૂગડાં સુકવવાની ઘોડી વિના લૂગડાં સુકવવાં ગમતાં નથી. એક જોડ મોજડીને બદલે જુદી જુદી જાતનાં પાંચ જોડ ચંપલ પણ ઓછાં પડે છે. એક સાડીને બદલે ચચ્ચાર સાડી, એક પોલકાંને બદલે ચચ્ચાર પોલકાં પણ ઓછાં પડે છે. એ સિવાય મોટા અરીસા, સુગંધી તેલ, થોકબંધ બંગડીઓ વગેરે કેટલુંય ભૂખ્યા પેટને મળતા રૂપીઆમાંથી ભાગ પડાવે છે.

આપણી રહેણી કહેણી એક નથી. આપણા આચાર વિચાર એક નથી. દહાડે દહાડે આ વિષમતા વધતી જાય છે. આવા દંભથી તમારે તમારી જાતને અને સંતાન સંતતિને બચાવવા માટે ખાસ પ્રયત્નો કરવા. ઘરમાં ગરીબાઇનો પાર નથી' છતાં આપણે બહારથી જુદી જ વર્તણુક ચલાવીએ છીએ. આપણા મનમાં વિકારોનો પાર નથી, છતાં આપણે બહારથી શાંત દેખાવાનો દંભ કરીએ છીએ. બહારથી સારાં દેખાવા માટે આપણને કેટલુંક નકામું ખર્ચ પણ કરવું પડે છે. બીજાંનાં છોકરાં સારાં બૂટ પહેરે તો તેવાં જ આપણાં છોકરાંને પહેરાવવા માટે આપણે દેવું કરીને પણ પ્રયત્ન કરીએ છીએ. પાડોશીની છોકરી કેવાં બારીક લૂગડાં પહેરે છે તો મારી છોકરી શું જાડાં કપડાં પહેરે ?

આવા વિચારથી દોરવાઇ તરત જ પૈસાની સગવડ ન હોય તો પણ ઝીણાં કપડાં ઉધાર ખરીદી લાવીએ છીએ.

આમ કરવાથી અનેક દુર્ગુણો ઘર ઘાલી બેસે છે. પ્રથમ તો આપણે દંભ શીખીએ છીએ. તમારી સ્થિતિ ૧૦ રૂપીઆના પગારદાર જેવી છે. તમે બહાર માણસોને ૫૦ રૂપીઆના પગારદાર જેવી બતાવવાનો ડોળ કરો છો. બીજું એકે આમ કરવા જતાં આપણે દેવામાં ખેંચાતાં જઇએ છીએ. જે જરૂરની ચીજો ખરીદવાના પૈસા વડે મોજશોખની ચીજો ખરીદે તેના ઘરમાં જરૂરની ચીજો અવશ્ય ઓછી આવવાની. અને જરૂરની ચીજો વગર તો ચાલે જ નહિ, એટલે તાણ પણ સાથે સાથે ઘરમાં દાખલ થવાની જ. ત્રીજું એ કે આવી વર્ત્તણૂકથી છોકરાંઓમાં નાના પ્રકારની કુટેવો દાખલ થાય છે. તેઓ જાડાં વસ્ત્રો પહેરતાં શરમાય છે. થોડી કિંમતના જોડા પહેરતાં તેઓની આબરૂ ઓછી થઇ જાય છે. સાદડી પર બેસી વાંચવાનું તેઓને ગમતું નથી. ખુરશી ટેબલ ખરીદવા જેટલી શક્તિ ન હોય છતાં તેને માટે ગમે તે સગવડ કરવી પડે છે. તે હવે માટીના કોડીઆમાં કરેલા દીવેલના દીવે વાંચતાં નથી. હવે તેને લેમ્પ જોઈએ. અને લેમ્પ આવ્યો તેની સાથે દર માસે ચીમનીનું ખર્ચ પણ આવ્યું જ સમજો. એ બધું ખરીદી આપતાં આપણો જીવ અસ્થિર બની જાય છે. દયાના સાગર રૂપ ગણાતા ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર સૂકો રોટલો ખાઇ વિદ્યાના સાગર બન્યા હતા. ત્યારે આપણાં છોકરાં ચા, મોહનથાળ, પુરી વગેરે ખાતાં છતાં મૂર્ખ રહે છે. હવેનાં છોકરાં

આવી સ્થિતિ પણ કંઈ કાયમ ટકી રહેવાની નથી. તમે અત્યારે જે ટેવ પાડો છો તે સ્થિતિમાં ફેરફાર થતાં તમારાં બાળકને કેટલી દુઃખદાયક થઈ પડશે તેનો ખ્યાલ કરજો. માટે તમે મોજશોખ કરાવવા કે કરવા શક્તિમાન હો તો પણ તમારાં સંતાનોને ગરીબાઇનું દુઃખ વેઠવા લાયક બનાવજો. ઈંગ્લાંડના રાજકુંવરોનું જીવન બધી સ્થિતિને અનુકૂળ બનાવવાના ખાસ પ્રયત્નો કરવામાં આવે છે. સુતારીકામ, કોલસાની ખાણોમાં મજૂરી, બગીચાનું કામ વગેરે બધાં કાર્યો તેમને શીખવવામાં આવે છે. તેઓને મોજશોખથી દૂર રાખવા માટે વાસ્તવિક રીતે કઠોર કેળવણી આપવામાં આવે છે. તો પછી તમે કે હું એ તો શી વિસાતમાં ? ગરીબાઈની વળી શરમ શી ? ખરાબ કૃત્યોથી શરમાવું જોઈએ ! દેવાદાર સ્થિતિથી શરમાવું જોઈએ ! ઉડાઉપણું એ જ શરમ અને વિનાશનું કારણ બનવું જોઇએ. મોજશોખ કેવળ પૈસાનો નાશ અને બીજી કુટેવો પેદા કરે છે, એટલું જ નહિ પણ તેથી શારીરિક ને માનસિક શાંતિ પણ નષ્ટ થાય છે. એ વિષે વિસ્તારથી આગળ ઉપર કહેવામાં આવશે.

એક કવિએ કહ્યું છે કે ‘ જે માણસ મહા આનંદપૂર્વક ધોળે દિવસે મીણબત્તી સળગાવે તેના ઘરમાં થોડા દિવસમાં રાત્રે દીવા થતા બંધ થશે’ મતલબ કે જે માણસ બેઠો બેઠો કેવળ આનંદ ખાતર દિવસે મીણબત્તી સળગાવતો ફરે તેના ઘરમાં થોડા દિવસ દરમિયાન રાત્રે દીવો સળગાવવા માટે તેલની પણ ખામી પડવાની છે. જરૂર ન હોય તે વેળા વધારે ખર્ચ કરવા જતાં જરૂર પડે ત્યારે ખર્ચ કરવાના

પૈસા ખૂટી પડે છે. મોજશોખમાં પૈસા ઉડાવવાથી જરૂરના કામમાં વાપરવા માટે દેવું કરવું પડે છે. દાનધર્મમાં કંઇ વાપરવાનું તો મન જ થતું નથી. મોજશોખમાં ડુબેલો માણસ દાનધર્મ વેળા કેટલાય પ્રકારનાં બહાનાં બતાવે છે. પણ બીજી જ પળે મોજશોખની વસ્તુ લેવા માટે કોથળીનું મોં ખુલ્લું મૂકી દે છે. તેનું કારણ એટલું જ કે સત્કાર્ય માટે પૈસા ખરચવા જેટલી દઢતા તેનામાં નથી. તેમ મોજશોખને અટકાવવા જેટલી શક્તિ પણ તેનામાં નથી. તમે સત્કાર્ય કરવાનો નિશ્ચય કરશો તો માલમ પડશે કે તે કાર્યમાં પૈસાનો કે શક્તિનો તોટો કદી નહિ પડે. દુઃખ અને ગરીબાઇ ચોમેર જોવામાં આવે છે, પણ તેને દૂર કરવામાં મદદ કરનારાં માણસો જવલ્લે જ જોવામાં આવે છે. તમે બીજાનાં દુઃખે દુઃખી થતાં શીખો તો પરોપકારનાં સાધનો એની મેળે આવી મળશે. તમે બીન જરૂરી એકાદ બે ચીજ નહિ ખરીદો તો એ બચેલા પૈસામાંથી અનેક માણસોનું ભલું કરી શકશો.

બીનજરૂરી ખર્ચ ઓછું કરવાની ઇચ્છા હોય તો દર માસે હિસાબ કરી જોજો કે ચાલુ માસમાં બીનજરૂરી ચીજો ખાતે કેટલા પૈસા વપરાયા છે. રોજનાં ખર્ચમાં જે ન જણાઈ આવે તે આખા માસના ખર્ચદ્વારા સારી રીતે જોઇ શકાશે. અને તે વાત નજરે પડતાં જો દઢ ઇચ્છાશક્તિ હશે તો એ અનાવશ્યક ખર્ચ ખચિત ઓછું થતું જશે.

આપણા દેશના લોકો મૂળથી જ મોજશોખી નથી. આટલી અલ્પવસ્તુથી સંતોષ માને તેવા લોકો દુનિયામાં

ક્યાંય નથી. પરંતુ હાલમાં આખા દેશ પર મોજશોખનો પ્રચંડ પ્રવાહ ફરી વળ્યો છે. એ અટકાવ્યા સિવાય છૂટકો નથી. તમે જો મોજશોખને અટકાવી શકશો તો બીનજરૂરી ખર્ચ આપોઆપ કમી થઇ જશે અને પાછાં ફરીથી શ્રી અને સંતોષ તમારા ગૃહમાં વિરાજમાન થશે.

## પ્રકરણ ૫ મું : બજાર ખર્ચ

ઘર માંડી બેસનાર માટે બજાર ખર્ચનો હિસાબ રાખવો એ અતિ જરૂરી કામ ગણાય. બજારમાં ગયા સિવાય તો ચાલે નહિ. ત્યાં જઈ શું ખર્ચ કર્યું તેનો હિસાબ ન રાખીએ તો ઘણી બાબતો આપણી જાણ બહાર રહી જાય. સહેજ ટેવ પાડશો તો આ હિસાબ રાખવાનું કામ કંઈ એટલું બધું કઠણ નહિ લાગે. તે માટે બહુ સમય ગાળવાની પણ જરૂર નથી. બજાર ખર્ચ લખવા માટે મોટા વેપારીના જેવા ગંજાવર ચોપડા રાખવાની પણ જરૂર નથી. દરેક કામ જેમ સહેલું તેમ સારું.

ઘણાં માણસો એવાં હોય છે કે તે મોઢે બધો હિસાબ રાખી શકે છે. કેટલીક વેળા તો લખી રાખનાર કરતાં પણ તેના મોઢાનો હિસાબ ખરો પડે છે. ઘણા નિરક્ષર મોદીખાનું રાખનારા પોતાની દુકાનેથી માલ લઇ જનારાનો હિસાબ મોઢે રાખે છે. દરેકની પાસે શું લેણું છે તે તેની જીભે હોય છે. તેઓ નથી રાખતા ચોપડો કે નથી રાખતા કારકુન, કેવળ ટેવને લીધે જ તેઓ આ કામ કરી શકે છે. જો તમે કેવળ ચોપડીમાં લખી રાખવાની જ ટેવ પાડશો તો મોઢે

કંઈજ નહિ રાખી શકો. માટે કેવળ ચોપડીનાં ગુલામ થવું એ પણ સારું નથી.

ચોપડી પરથી આપણે શું શું જાણવું જોઈએ તે બરાબર યાદ રાખવું. એ બાબત બરાબર સમજાય એ ઉદ્દેશ ધ્યાનમાં રાખી ચોપડીમાં નામું માંડવું. નાની વિગતો લખવાની કંઈ જરૂર નથી. તમારી ચોપડી પરથી નીચેની બાબતો બરાબર જણાવી જોઈએ.

૧. કઈ કઈ ચીજો દરમાસે કેટકેટલી વપરાય છે. જેવી કે તેલ, ઘી, દાળ, ચોખા, ઘઉં ઇત્યાદિ.

૨. કપડાં વગેરે કે જે વરસમાં એકાદ બે વાર સીવડાવવામાં આવે છે, તેમાં કેટલું ખર્ચ થાય છે?

૩. તમારું માસિક એકંદર ખર્ચ કેટલું થાય છે?

૪. કોને કોને તમે કેટલા પૈસા ઉછીના આપ્યા છે?

૫. ભોજનખર્ચ સિવાયનો બીજો ખર્ચ કેટલો થાય છે?

એક ચોપડી બાંધી તમારી પેટી ઉપર રાખી મૂકો. પાસે શાહી, કલમ અગર તો પેન્સિલ હાથવગાં રાખો. ચોપડીના પહેલે પાનેથી હિસાબ લખવો શરૂ કરો. ડાબી બાજુ જમા પાસું રાખો અને તેમાં તમને પૈસા મળે તેટલા માંડો. જમણી બાજુએ ઉધાર પાસું કે ખર્ચ પાસું રાખો તેમાં તમે જે ખર્ચ કરો તે નોંધો. નાની નાની રકમો જેવી કે શાકપાન, મીઠુંમરચું વગેરે પરચુરણ ખર્ચ ખાતે લખવું. અને તે એકી સાથે એક જ રકમમાં માંડી બતાવવું. એ બધી ચીજ જુદી જુદી માંડી વખત ને કાગળનો નકામો વ્યય કરવો નહિ. દૂધવાળો, ધોબી, વાળંદ વગેરેને દરરોજ રોકડા પૈસા

અપાતા ન હોય તો તે દરેકનાં ખાતાં જુદાં જુદાં રાખવાં. એ વિગત ચોપડીનાં છેવટનાં પાનામાં નોંધવી. એ પરથી આપણને તેને ખાતે કેટલા પૈસા આપવાના બાકી નીકળે છે તે બરાબર સમજાશે. આવા હિસાબમાં પણ બે પાસાં રાખવાં. ડાબી બાજુએ આપણે તેને જે કંઇ પૈસા આપ્યા હોય તે માંડવા અને જમણી બાજુએ જે કંઈ કપડાં આપ્યાં હોય તેની યાદી રાખવી. ચોપડી કઇ રીતે રાખવી તેનો નમુનો નીચે આપવામાં આવ્યો છે. ચોપડીના પુઠાપર સાલ લખી રાખવી.

## નમુનો ૧ લો

| જ | ઉ |
|---|---|
| ૧૦) ૦) અનાજ મણ ૫ ૬૨ રૂ. ૨) લેખે વેચ્યું તેના મળ્યા. માઘ વદ ૫ | ૨॥ ૦) ચોખા મણ ૧ રોકડેથી લીધા. માઘ વદ ૭ |
| ૧॥ ૦) રામભાઈ પાસેથી લેણા પેટે મળ્યા. માઘ વદ ૧૩ | ૦॥= પરચુરણ ખર્ચ, શાક, મીઠું શેર ૧૦ વગેરે. માઘ વદ ૧૦ |
| — | ૧॥ ૦) સાડી નં. ૧ માઘ વદ ૧૨ |
| ૧૧॥ ૦) | ૦। ૦) દૂધવાળાને આપ્યો વદ ૧૩ |
| ખર્ચ બાદ પા॥= | ૧) ૦) ધોબીને આપ્યો માઘ વદ ૦)) |
| — | — |
| પા॥= બાકી સિલક | પા॥= |

## નમુનો ૨ જો
### ધોબીનો હિસાબ

[ એક રૂપીઆનાં ૪૦ કપડાં ધોઈ આપવાનો ઠરાવ છે.]

| | |
|---|---|
| ૦। ૦) રોકડો આપ્યો હા. ધોબીની છોકરી માઘ વદ ૧૩ | માઘ વદ ૩ નીચે મુજબ કપડાં આપ્યાં. |
| | સાડી નં. ૨ |
| | પોલકાં નં. ૪ |
| | ગલેફ નં. ૩ |
| | ચાદર નં. ૧ |
| | કુલ ૧૦ |
| | હાથ રૂમાલ ૨ |
| | એકંદર રૂા. ૦। ૦) ધોબીને આપવાનો. |

સૂચના : જમણી બાજુએ એક વારાનો હિસાબ પૂરો થયે લીટી દોરવી ને પછી બીજા વારાનો હિસાબ નોંધવો. ડાબી બાજુએ લીટી દોર્યા સિવાય રકમ તિથિ સાથે લખવામાં આવશે તો હરકત નહિ પડે.

હિસાબ માટે દરરોજનું એક પાનું રાખીએ તો ઠીક પડે. તેમ કરવાથી તિથિ પાના પર એક વખત લખીએ એટલે બસ થઇ પડે અને વળી તેવી ચોપડી એકાદ ડાયરીનું પણ કામ સારે.

હિસાબની ચોપડીના ઉપલા ભાગમાં બેત્રણ આંગળ કોરી જગા રાખવી. એ ભાગમાં યાદ રાખવા જેવી બાબત લખી રાખવી. જેમકે કોઇને પત્ર લખવાનો હોય. ધારો કે.

તમારા મામાનો પત્ર આવ્યો છે. તમારે તેનો જવાબ લખવો છે, પણ દરરોજ ભૂલી જાઓ છો. હવે તમે હિસાબની ચોપડીમાં ખાલી રાખેલી જગા પર એ વિગત લખી રાખો કે તરત ખર્ચ માંડતી વેળા તમારું ધ્યાન એ બાબત પર ખેંચાશે. આવી વિગત જે તિથિએ કામ કરવાનું હોય તે તિથિના પાનાને મથાળે લખી રાખવી. ધારો કે તમારે આદુની જરૂર છે. તમે એ ખાલી જગા પર લખી રાખશો એટલે તરત યાદ આવશે. આ રીતે સાંજરે હિસાબ લખતી વેળા બે કામ એકી સાથે થશે. એક તો હિસાબ મંડાશે અને બીજું તમારે જે કામ કરવાનું હોય તે યાદ આવશે. એ સિવાય બીજી અગત્યની વાત પણ તે સ્થળે લખી શકાય. જેમ કે ઘેર પુત્ર જન્મ થયો. જન્મ સમય તમે કયાં લખશો? પેલી હિસાબની ચોપડી કાઢો. તેમાં તે તિથિના મથાળેના કોરા ભાગ પર લખી રાખો કે 'સાંજના ૫ કલાક ૨૦ મિનિટ ને ૪ સેકન્ડે ચી............નો જન્મ થયો.'

સાંજરે કામની યાદીમાંનાં જે કામ પાર પડયાં હોય તેના પર લીટી મારી દેવી અને જે કામ પૂરાં ન થયાં હોય તે આવતી કાલના પાનાંને મથાળે ફરીથી લખી રાખવાં. જો યાદી મુજબ બધાં કામ તમે કરી શક્યાં હશો તો તમને કેટલો બધો આનંદ થશે એ એક અનુભવવા જેવી વસ્તુ છે.

આ ચોપડી એવી જગાએ રાખવી કે તેના પર તમારી દર ક્ષણે નજર પડયા કરે. એટલું જ નહિ પણ બાકી રહેલાં કામ જો મોટા અક્ષરે લખવામાં આવ્યાં હોય તો તે પણ તમારી નજરે પડે એવી રીતે ઉઘાડી ચોપડી રાખી હોય તો બહુ સરળતા થાય.

બજાર ખર્ચનો હિસાબ રાખનારે કેટલીક જાતની માહિતી મેળવી રાખવી જોઈએ. જો તેમ ન હોય તો વેપારી કે નોકર તમને છેતર્યા સિવાય રહેશે નહિ. ૧. મુખ્ય વસ્તુના બજાર ભાવ જાણવા જોઇએ. ૨. ભાવ પ્રમાણે કીંમતનો અડસટ્ટો કાઢતાં આવડવો જોઈએ. ૩. એકાદ પોટલી મીઠું કે ખાંડ જોતાં અગર તો હાથમાં ઉપાડતાં તે કેટલું હશે તેનું અટકળિયું માપ કાઢતાં આવડવું જોઇએ. ૪. દૂધ વાસણમાં જોતાં જ તે કેટલું છે તેનો અંદાજ કાઢવાની ટેવ પાડવી જોઇએ. આ બધું ટેવ પાડવાથી સહજ બની જાય છે. આંખને જુદી જુદી વસ્તુનાં આકાર પરથી માપની અટકળ કાઢતાં શીખવવું જોઇએ. હાથને જુદી જુદી વસ્તુના ભાર પરથી અટકળિયું તોલ કાઢતાં શીખવવું જોઇએ. આ પ્રમાણે બધા નક્કર ને પ્રવાહી પદાર્થના માપનો અંદાજ કાઢી શકાય છે.

કેવળ યાદદાસ્ત પરથી હિસાબ ગણવાનું કામ બહુ સહેલું છે. ઘણી ગૃહિણીઓ એક સો ગણી શકતી નથી, છતાં તેને હિસાબમાં કોઇ છેતરી શકતું નથી. તમારે પણ એ શીખી લેવું જોઇએ.

બજાર ખર્ચનો હિસાબ અને દરરોજનાં કામનો નિકાલ કઈ રીતે કરવો તે અમે તમને કહ્યું છે. આ બિના અગત્યની છે. પરંતુ તે કરતાં પણ વધારે જરૂરી બાબત એક રહી જાય છે. સૂતી વેળા તમે આખો દિવસ સન્માર્ગે ચાલ્યાં છો કે નહિ, તમારાં સંતાનો સારી રીતે વર્ત્યાં છે કે નહિ એ વાત પણ તમારે તપાસી જવી જોઈએ. જો સદ્‌ગુણી

બનવા ચાહતાં હો તો એ અવશ્ય કરવું જોઇએ. સંતાનોને સદ્ગુણી બનાવવા માગતાં હો તો આ આત્મપરીક્ષા જરૂર કરવી. બાળકો પોતાના સ્વભાવ મુજબ કેટલાંક સત્કાર્યો ને કેટલાંક અસત્કાર્યો કરે છે. રાત્રે એ બધાં તરફ તેમનું ધ્યાન ખેંચી સત્કાર્યોને વખાણવાં અને અસત્કાર્યોને નિંદવાં. સત્કાર્ય કરવાની પ્રેરણા કરવી અને અસત્કાર્ય કરવા તરફ તિરસ્કાર પેદા કરવો. અસત્કાર્યમાંથી તેમને અટકાવશો નહિ તો તે સ્વભાવરૂપ બની જશે. વાર્તાની પેઠે તેઓને તેઓની કાલી ઘેલી ભાષામાં તેઓનાં નાનાં નાનાં કાર્યોનો ઇતિહાસ વર્ણવવા દો. આથી તમને આનંદ થશે, તેમ તેમને શિખામણ પણ મળશે. તેઓ આ રીતે ધીમે ધીમે કર્ત્તવ્યપરાયણ અને ઈશ્વરભક્ત બનશે.

## પ્રકરણ ૬ ઠું: ગો પાલન

શાસ્ત્રમાં ગાયને ત્રિલોકજનની કહી છે. બાળપણથી ગાયનું દૂધ આપણા શરીરને પોષી રહ્યું છે. દૂધમાંથી દહીં, ઘી, માખણ વગેરે પદાર્થો પેદા થાય છે. છાશ અનેક રોગને મટાડનારી છે. એટલું જ નહિ પણ છાણ વિના આપણને જરાકે ચાલે તેમ નથી. છાણ દુર્ગંધ નાશક છે. ઘરનું ભોંયતળિયું લીંપવા માટે ગાયના છાણ જેવી બીજી કોઈ વસ્તુ નથી. તેનાં છાણાં બળતણ તરીકે કામ આવે છે. છાણનું ખાતર બધાં ખાતરોમાં સર્વોત્તમ મનાય છે. અનાજ, શાક, ફળઝાડ, ફૂલઝાડ વગેરે બધાંને છાણનું ખાતર ફાયદો કરે છે. છાણની રાખ પણ ખાતર તરીકે ઉપયોગી ચીજ છે.

અને એ બધું આપનારી ગાય શું ખાઈ જીવે છે? ફળફળાદિની છાલો, શાકનાં ડીંટાં, કઠોરની ફોતરી, એંઠવાડ, અને ઘાસ ખાઇ એ આપણને દૂધ, દહીં, ઘી, માખણ જેવી ઉત્તમ ચીજો આપે છે. ગાયના જેવું ઉપકારી પશુ બીજું કયું છે? ગાયની સેવા એ ગૃહસ્થનું કર્ત્તવ્ય ગણાવું જોઇએ.

આજકાલ આપણા દેશમાં સાધારણ રીતે જે પ્રકારે ગાયને ઉછેરવામાં આવે છે, તે એક જાતનો જૂલમ જ ગણી શકાય. કોઈ પણ ગાય સામે નજર કરો તેના પેટમાં ઊંડા ખાડા પડેલા જોશો; તેની પાંસળીઓ તમે એકએક ગણી શકશો. શેર, દોઢશેર દૂધ આપતાં તો તેવાજ આવે છે. વાછરડાંને પૂરતું દૂધ મળતું નથી એટલે તે પણ દૂબળું, પાતળું બની જાય છે અને થોડા માસમાં તેની આવરદા પૂરી થાય છે.

અલબત હિંદના કોઇ કોઇ ભાગમાં સબળ અને તંદુરસ્ત ગાયો જોવામાં આવે છે ખરી. અને તે ૮ થી ૧૦ શેર દૂધ આપે છે એ વાત ખરી છે. પરંતુ યુરોપના જેવી પ્રચંડ ગાયો જોવાનાં તો આપણે અહીં હાલમાં વલખાં જ મારવાનાં રહ્યાં. ત્યાંની ગાયો યોગ્ય પોષણ મળતાં એકથી બે મણ દૂધ આપે છે. આપણે મડદાં જેવી ગાય દૂધ ઓછું આપવા લાગે, એટલે બીજી ખરીદીએ છીએ. અને એ પણ ઓછું આપે એટલે કપાળ પર હાથ મૂકી બેસીએ છીએ. ગાયની સારવાર કરવાનું તો આપણને સૂઝતું જ નથી. સારો ખોરાક આપ્યા વિના પુષ્કળ ગાયો રાખવી તેના કરતાં ૨-૩ સારી ગાયો કાળજીથી ઉછેરવી એ ઘણું સારું છે.

ગાયની સંભાળનો બોજો ગોવાળ પર નાખી આપણે નિશ્ચિત બની બેસીએ છીએ. તે પેટ ભરી ખાય છે કે નહિ, તેને વખતસર પાણી મળે છે કે નહિ, ટાઢ તાપથી એને વેઠવું પડે છે કે નહિ, તે તરફ આપણે નજર પણ નાખતાં નથી. ગાય ને છોકરાં હંમેશાં નજર નીચે હોવાં જોઇએ. તેનો બોજો બીજાં પર નાખી નિશ્ચિત થવું ન જોઇએ.

ગાયને આપણે જાતે ચારો નીરવો. તેના પર હાથ ફેરવવો, મીઠાં વચનોથી પ્રેમ દર્શાવવો. પશુ હોવા છતાં તે સ્નેહની કિંમત સમજે છે. પોતાની સંભાળ રાખનાર પ્રત્યે ચાહના રાખે છે. તેના પર પ્રીતિ રાખશો તો તે પણ તમારા પર સ્નેહ રાખશે. તમને જોઇ પ્રસન્ન થશે. તમારી આજ્ઞા માન્ય રાખશે. તમારા ધારવા પ્રમાણે ન વર્ત્તે તો તેને કદી મારતાં નહિ, તેના મનના વિચારો સમજવાનો

પ્રયત્ન કરો. તેને હેતથી વશ કરો. પ્રેમને વશ આખું જગત છે. વાછરડી સાથે આ પ્રમાણે મળતાવડો સ્વભાવ રાખશો તો તે વિયાયા બાદ દૂધ દેતી વેળા કદી તોફાન નહિ કરે.

તાજું ઘાસ એ ગાયનો મુખ્ય ખોરાક છે. ને તેને બહુ પ્રિય છે, પરંતુ આજકાલ તે ઘાસ મળતું ન હોવાથી ગાયને સવારસાંજ ખાણુ આપવું જરૂરનું છે. લગભગ અરધો શેર ખોળ પાણીમાં પલાળવો, પછી તેમાં પોણો શેર ભૂસું, બે મૂઠી ચોખાની કણકી, અરધો શેર ભરડેલા ને પલાળેલા ચણા, પોણો શેર પલાળેલી અડદની દાળ, એક તોલો મીઠું બરાબર મેળવી ખાવા આપવું. આ બધું જે વાસણમાં એકત્ર કર્યું હોય, તેમાં ખુણેખાંચરે કંઇ ભરાઇ રહેલું હોય તે કાઢી પાત્ર તરતજ બરાબર સાફ કરી નાખવું.

ગાયનો આ ખોરાક તો આપણે મિષ્ટાન્ન ખાઇએ તેના જેવો છે. કેવળ મિષ્ટાન્ન વડે આપણા શરીરનું પોષણ થતું નથી. માટે દરરોજનો સામાન્ય ખોરાક ગાયને પુરતા પ્રમાણમાં મળે તે તરફ ધ્યાન આપવું જોઇએ સુકાં ઘાસની કિંમત દહાડે દહાડે વધતી જાય છે. માટે જેને સગવડ હોય તે એકાદ વીઘા જમીનમાં ઘાસ ઉગાડે તો ઠીક પડશે. જુદી જુદી જાતનાં ઘાસ કે જે ગાયને બહુ પ્રિય હોય છે તે એ જમીનમાં ઉગાડવાં જોઈએ. દૂધીની જાતનાં શાક ગાયને બહુ પ્રિય છે. ચોખાની કણકી સાથે દૂધીને બાફી ગાયને ખવડાવવાથી દૂધનું પ્રમાણ વધે છે એ સિવાય પરડા, કાચાં ખીલાં, શેમળાનાં ફૂલ વગેરે ગાયનો પુષ્ટિકર ખોરાક છે અને તે ગાય હોંસે હોંસે [illegible]

સાથે માટી ન ભળેલી હોય તે ખાસ ધ્યાનમાં રાખવું. તેને પીવાનું પાણી પણ સ્વચ્છ હોવું જોઇએ. ગાયનો ખોરાક જાણી બેદરકારી રાખવી નહિ.

દૂઝણી ગાયને પુષ્ટિકર ખોરાક આપીએ તેમાં નવાઇ નથી, પણ વસૂકી ગએલી ગાયને પણ અનાહારે કે અલ્પાહારે મારવી ન જોઇએ. ગાય એકવાર ખરાબ થઇ તો પછી તેને સુધારવાનું કામ બહુ કઠણ છે.

ભાતના જેવી નરમ ચીજ ખાવાથી ગાય વાગોળી શકતી નથી. જે ખોરાક ખાઈ ગાય વાગોળી શકે નહિ તે ખોરાક તેના પેટમાં વધારે પ્રમાણમાં જાય તો તેનું પેટ ફૂલી જાય છે. અને આ રોગ તેના પ્રાણ હરી લે છે. મોટા વરા વખતે વધેલા ભાત ખાતાં કેટલીય ગાયો મરી ગયાના દાખલા આપણે સાંભળ્યા છે. પાણી ભરેલું હોય તેવી જમીનનું ઘાસ ખાવામાં આવ્યાથી ભાદરવા, આશો માસમાં ગાયો માંદી પડે છે. માટે તેવી જમીનમાં ગાયને ચરવા જવા દેવી નહિ.

અનાજ, સરસવ, કઠોળ વગેરેના દાણા ગાય પચાવી શકતી નથી, માટે તે ખાવામાં આવ્યા હોય તો છાણની સાથે આખાને આખા નીકળે છે. આથી ગાયને કંઇ પણ લાભ થતો નથી. એ બધું ખવરાવવું હોય તો તેને ભરડી, ખાણી ખવરાવવું જોઇએ. કેવળ ચણાની દાળ સવારમાં પલાળેલી હોય તે સાંજે ચાલી શકે છે.

ગાયને માટે અળસીનો ખોળ સૌથી ઉત્તમ છે. તેથી ઉતરતો તલનો ખોળ છે. એ ખોળ ન મળે તો છેવટે સરસવનો ખોળ આપવો. દરરોજ થોડું મીઠું ખવરાવવું; મીઠું તેને અનેક રોગમાંથી બચાવે છે.

સાંઢ અને બળદને તો કષ્ટ સહન કરવાં પડે છે, પરંતુ ગાયનું શરીર એકંદરે શાંત જીવન માગે છે. માટે તેને સખત તાપમાં, પુષ્કળ વરસાદમાં કે ઠંડા પવનમાં બાંધવી નહિ; ખાસ કરીને માવઠાંના વરસાદમાં કે વળામણુના વરસાદમાં તે ન ભીંજાય તેની કાળજી રાખવી. અકસ્માત ઠંડી લાગવાથી ગાયનું દૂધ ઓછું થઈ જાય છે. શિયાળામાં રાત મોટી હોય છે, માટે ગાયને રાતમાં પણ ચારો નીરવો પડે છે; વળી તેને ટાઢ ન વાય માટે કોડમાં પરાળ પાથરી રાખવું અને એ રીતે તેને હૂંફ વળે તેવા બીજા ઉપાય લેવા.

વાછરૂ આવવાનું હોય તે પહેલાં ૧૫-૧૬ દિવસમાં અગર વાછરૂ આવ્યા પછી બે માસ સુધી ગાયને દૂર દેશ ચલાવી લઇ જવી નહિ. વાછરૂ આવ્યા પછીના બે ત્રણ દિવસ તેને ફીણવાળા પાણી જેવા પ્રવાહી પદાર્થો મોટા પ્રમાણમાં ન આપવા. જો આપીએ તો તેનાં આંચળ બળે છે અને ત્યાં હાથ તે લગાડવા દેતી નથી. પ્રસવ પછી ઓછામાં ઓછા ત્રણ દિવસ સુધી દરરોજ સવારમાં કેળાં, ગોળ, મેથી, આદુ, પાનનાં ડીંટાં, કાળીજીરી અને શેકેલા ચોખા એકત્ર કરી કેળના પાંદડાંમાં વીંટાળી ખવરાવવું.

આ સ્થિતિમાં તેને ખોળ ન આપવો. પરંતુ મોટા પ્રમાણમાં તાજું ઘાસ આપવું. એક તોલો તેલ નાખી ગરમ પાણીમાં ભૂસું પલાળી ખાવા આપવું અને નવટાંક ગોળ, એક તોલો મીઠું નાખી દૂધી અને ચોખા દાળની કણકી સાથે બાફી ખાવા આપવા.

વાછરૂ આવ્યા પછી ઓછામાં ઓછા દશ દિવસ સુધી ગાયનું

દૂધ ખાવું નહિ. પરંતુ એ દરમિયાન દૂધ દોહીએ નહિ તો દૂધ બેસી જાય છે માટે વાછરૂને પેટ ભરી ધાવવા દીધા બાદ બાકીનું દૂધ દોહી લેવું અને તેમાં કણુકી અને ગોળ નાખી તેનો પાક બનાવી ગાયને ખાવા આપવો. એથી દૂધનું પ્રમાણ વધશે.

દરરોજ નિયમિત વખતે એક જ માણસ પાસે ગાય દોવરાવવી. દોતી વેળા ગોળ, ખોળ ને મીઠું એકત્ર કરી ગાયને ચાટવા આપવું. એટલે તે આનંદ પામી વધારે પ્રમાણમાં દૂધ આપશે. દોહ્યા પહેલાં તેને પેટ ભરી ખાવાનું આપજો. ખાલી પેટે દોહીએ તો તેને દુઃખ થાય છે. આંચળ પર આપણા નખ ન લાગવા જોઇએ, છતાં બહુ થોડા સમયમાં દોહવાનું કામ પૂરું થાય એ પ્રમાણે નિયમસર આંચળ ખેંચવા તરફ ધ્યાન આપવું.

ટેવ પાડીએ તો ગાય દોહવાનું કામ કંઇ કઠણ લાગશે નહિ. કોઈ કોઈ ગાય દોહવાના કામને પાપ માને છે અને તેથી કેટલાક ગૃહસ્થો ગાય દોહવાનું કામ બીજા કોઇ પાસે કરાવે છે પરંતુ તે એક ભૂલ છે. ગોવાળ પોતાનું કામ કરવા રોકાય તો કોઈ વખતે દશ વાગે તો કોઈ વખતે બાર વાગે આવે. અને કોઈ વખતે સમૂળગો ગેરહાજર રહે. ઘણી વેળા વાછરૂ વધારે પ્રમાણમાં ધાવે છે અને તેથી તે માંદું પડે છે. કેટલીક વાર તો આવી સ્થિતિમાં તે મરણ પામે છે. આનું કારણ ગાય દોહવાની અનિયમિતતા જ છે. વાછરૂને અમુક પ્રમાણમાં જ દૂધ આપવું જોઇએ. બાકીનું આપણે દોહી લેવું જોઇએ. જો બધું દૂધ વાછરૂ પી જાય

તો તેને કંઇ જ ફાયદો થતો નથી, ઉલટો ગેરફાયદો થાય છે. માટે ગાય દોહવામાં પાપ નથી, પણ ઉલટું વાછરૂનું કલ્યાણ છે.

વાછરૂની સંભાળ બરાબર રાખશો. જ્યાં સુધી તે ઘાસ ખાતાં ન શીખે ત્યાં સુધી તેને દૂધ વધારે પ્રમાણમાં આપવું. ઘાસ ખાતાં શીખે એટલે ખોળના પાણીમાં ઓસાવ્યા વગરના ભાત નાખી ખાવા આપવા. ધીમે ધીમે ભૂસું, ઘાસ ઇત્યાદિ ખાવાની ટેવ પાડવી.

દિવસમાં ઓછામાં ઓછા બે કલાક ગાય ચરાવવી. જો એ વાત ન બને તો અમુક વિશાળ જગામાં તેને છૂટી મૂકી દેવી. આથી તેનું મન પ્રફુલ્લ અને શરીર તંદુરસ્ત રહેશે. ગાયનું મન પ્રફુલ્લ રહે તે જરૂરનું છે. મિજાજી અને માંદલી ગાયનું દૂધ બહુ ગુણકારી હોતું નથી.

ઉનાળામાં વખતોવખત ગાયને નવરાવવી અગર ભીના કપડાં વડે તેનું શરીર સાફ કરવું. ગાય દોહવાનું બોઘરૂં હંમેશાં સારી પેઠે માંજી અગ્નિ પર તપાવવું. ગાય બાંધવાની કોડ સવારમાં વાળવી અને તેમાં રાખ છાંટવી. રાખ છાંટવાથી દુર્ગંધી નાશ પામે છે અને ગાયના શરીર પરનાં ઝીણાં જંતુ નાશ પામે છે.

ગાય બાંધવાની કોડ પૂર્વ કે પશ્ચિમ તરફ ખુલ્લી રાખવી. એથી તેમાં સાંજ સવાર બંને વખત સૂર્યનો તાપ આવશે અને તેથી ત્યાં ભિનાશ નહિ રહે. ભોંયતળિયું વચમાં ઉંચું ને ચોમેર ઢળતું રાખવું. પાકી ખાળ કરી ગૌમૂત્ર દૂર લઈ જવાનો બંદોબસ્ત કરી શકાય તો ઘણું સારૂં. ગૌમૂત્ર

કોઢથી ઘણે દૂર લઈ જઈ એકાદ ખાડામાં નાખવું અને તેના ઉપર કોઈ પણ જાતનું ઢાંકણ ઢાંકી રાખવું.

કોઢમાં દરેક ગાય માટે ઓછામાં ઓછી ૪ હાથ પહોળી ૫ હાથ લાંબી ને ૫ હાથ ઉંચી જગા જોઈએ. થોડી જગામાં વધારે ગાયો રાખીએ તો શ્વાસોચ્છ્વાસથી તેનું શરીર બગડે છે, એ વાત ખાસ ધ્યાનમાં રાખજો. કોઢ અંધકારમય, ભેજવાળી કે દુર્ગંધવાળી ન બને તે તરફ ધ્યાન રાખવું; એમાં પવન હેરફેર કરી શકે તેવી વ્યવસ્થા કરવી જોઈએ. ટુંકામાં કહીએ તો જે સ્થળે તમે રહી ન શકો તે સ્થળ ગાયને માટે તદ્દન નકામું ગણાય. મચ્છર જતાં રહે તે માટે ઉનાળામાં ને વર્ષાઋતુમાં હંમેશાં છાણાંની ધુમાડી કરવી.

ગાયના વાળમાં જૂ પડે તો મોરથુથુના પાણીથી તેનું શરીર સાફ કરવું. જળો લાગે તો તેને જોરથી ન તાણતાં તેના પર ચુનાનું પાણી અગર મીઠું છાંટવાથી તે એની મેળે ખરી પડશે.

આપણા દેશમાં ગાયના રોગની દવા થતી નથી. રોગિષ્ટ ગાયનું દૂધ નુકસાનકારક છતાં તેની નિયમિત ચિકિત્સા કરવા તરફ લોકો હમેશાં બેદરકાર રહે છે. માટે તેના રોગ સંબંધી અત્રે એકાદ બે વાતો કહેવામાં આવે છે. તે તમારે બરાબર યાદ રાખવી.

ચોમાસામાં કાદવમાં રહેવાથી ગાયની ખરીમાં એક જાતનો ઘા પડે છે. પગ ચાટતાં મોંમાં પણ ઘા પડે છે; આથી ગાય કંઈ ખાઈ શકતી નથી. આ રોગમાં ફટકડીનાં પાણી-વડે ગાયનું મોં ધોવું. ખરીનો ઘા ગરમ પાણી વડે ધોઇ તેમાં

કોપરેલ સાથે કપુર મેળવી ગરમ કરી ચોપડવું અને તે પર પાટો બાંધવો. ફિનાઇલ લગાડવાથી પણ આ ઘા રૂઝાઈ જાય છે. ફિનાઈલ એ ગાયના બધી જાતના ઘાનું ઉત્તમ ઔષધ છે. આવા રોગ વખતે ગાયને તાજું ઘાસ અને મીઠું નાખેલો ઓઠો ભાત ખાવા આપવો.

બળિયાનો રોગ શરૂ થાય એટલે ગાયને ચરવા જવા દેવી નહિ. કોઇપણ ગાયને કોઇપણ પ્રકારનો રોગ થાય એટલે તેને તરત જ બીજી ગાયોથી જુદી પાડી રાખવી. ખૂબ પવન વાતો હોય અગર ભેજ હોય તેવે સ્થળે તેને બાંધવી નહિ. બળિયા નીકળે કે તરત દરરોજ અરધો તોલો કવીનાઈન અથવા ધંતુરાના બીજ ૩, ગોળ નવટાંક, કપુર અરધો તોલો, સોડા અરધો તોલો, અળસીનો ખોળ નવટાંક લઇ તેને એકત્ર કરી તેનો લાડવો બનાવવો અને તે એક લાડવો દરરોજ ખવરાવવો. આ રોગમાં વધારે પાણી પાવું નહિ.

અતિસાર વખતે ખેર ૧ તોલો, ચાક અને ચુનો ૨ તોલા, અફીણ છ આની, દેશી દારૂ અધોળ લઈ એકત્ર કરી સવારે ને સાંજે ભાત સાથે ખવરાવવું. પલાળેલી તમાકુનું પાણી છાંટી વાસી ભાત ખવરાવવાથી પણ ફાયદો થાય છે.

ગાયની સારી જાત હોય તો જ તે વધારે દૂધ આપે છે. માટે ગાય હંમેશાં સારી જાત જોઈ ખરીદવી. બશેર દૂધ આપનારી ૪ ગાય રાખવી તેના કરત અધમણ દૂધ આપનારી એક ગાય રાખવી એ હમેશાં લાભકારી છે. ગાયની સારી જાત કઈ કહેવાય તેનાં થોડાં લક્ષણો તમારે યાદ રાખી લેવાં જોઇએ.

જે ગાયના પગ નાના હોય, પૂછડી ચમરના જેવી લગભગ જમીન પર અડકતી હોય, પાછલો ભાગ જાડો હોય, આંચળ મોટાં ને દૂર દૂર હોય, રુંવાટી રેશમના જેવી સુંવાળી ને નરમ હોય, શરીર સ્નિગ્ધ હોય, નજર સ્નેહપૂર્ણ હોય, ઉપરથી જોતાં આળસુ લાગે, ધીરે ધીરે ચાલે પરંતુ ખાવામાં બહુ આગ્રહ રાખે અને જેના પેટ ઉપર આંચળથી તે ગળાં સુધી એક મોટી શિરા જોવામાં આવે તે ગાય હંમેશાં વધારે દૂધ આપનારી હોય છે. ખરીનો રંગ પીળચટો હોય તો દૂધમાં માખણનો ભાગ વધારે હોય છે. નાક ભીંજાએલું ને ચકચકિત હોય તો તેની તંદુરસ્તી સારી છે એમ માનવું.

## પ્રકરણ ૭ સું : ફળફૂલ અને શાકનો બગીચો

તમને કોઈ પણ કામ કરવું ગમતું નથી ખરું ? વારૂ. ત્યારે એક વાર બગીચામાં ફરી આવો જોઉં ! ફૂલનો સુંદર, પવિત્ર દેખાવ, તેની સુગંધ અને રંગથી ખેંચાઈ આવેલાં રંગબેરંગી પતંગિયાંની ગમત અને મધ સંઘરવા તત્પર બનેલી મધમાખીનો ગણગણાટ તમારા મનને આનંદી બનાવશે. તમારો અણગમો દૂર કરશે.'

મનુષ્ય દેવના ચરણમાં જેની અંજલિ અરપી ધન્ય થાય છે, તે ફૂલથી વધારે સુંદર વધારે પવિત્ર ચીજ આ દુનિયામાં બીજી એકે નથી. તમને શું ફૂલઝાડનો બગીચો તૈયાર કરવાનું મન નથી થતું ?

કંદોઈની દુકાનની મિઠાઇ ખાધા કરો તો તમને છેવટે અણગમો આવશે. પરંતુ પાકી કેરી, પપૈયાં, દાડમ, નારંગી, સક્કરજન ખાધા કરો છતાં તે પર તમને કદી અણગમો થાય છે ? એ બધી ભગવાનના ઘરની મિઠાઈ છે. ઝાડ પર પાકે છે.

તમારા મકાનની આજુબાજુ કેટલી બધી જમીન નકામી પડી છે ? તે જમીનને ફળફૂલના સુંદર બહારથી હસું હસું કરી મૂકવાની મરજી નથી થતી ? પૂંજો, છાણ, મળમૂત્ર, કાંટા, છોડાં વગેરેને તમે કેવી ખરાબ નજરે જુઓ છો ? પરંતુ છોડવા એ બધાંને આદરમાનથી ગ્રહણ કરે છે. એ બધું તમારી આગળ નકામું છે પણ છોડવા આગળ અગત્યનું છે.

જમીન ત્રણ જાતની છે. રેતાળ, ગોરાડુ ને કાળી. તદ્દન રેતાળ કે તદ્દન કાળી જમીનમાં પાક થતો નથી. જે માટીમાં રેતીનો ભાગ વિશેષ હોય છે તે તરબૂચ, ટેટી ને બટાટા ને અનુકૂળ પડે છે. અને જેમાં કાળી માટીનો ભાગ વિશેષ હોય છે તેમાં ઘઉં વગેરે અનાજ સારાં પાકે છે પરંતુ ગોરાડુ જમીનમાં લગભગ બધું વાવી શકાય છે. ઝાડની છાયા નીચે આદુ અને આરારુટ સિવાય બીજું કંઇ ઉગી શકતું નથી.

હળ વડે જમીન ખેડવાથી માટી નરમ થાય છે. અને તેથી તેમાં નવીન વનસ્પતિનાં મૂળ ઉંડાં ઉતરી શકે છે. વળી તેથી માટીની જળ શોષવાની શક્તિ વધે છે અને તેમાં તડકો ને હવા પેસવાથી જગા થઈ હોવાથી તેમાંનો પૌષ્ટિક પદાર્થ વનસ્પતિ પોતાના ઉપયોગમાં લઈ શકે છે. માટે હળવડે ખેડયા બાદ દંતાળી વડે માટીનાં ઢેફાં ભાંગી, ઉપર જમીન સમથળ કરી નાખવી. ઉપર ઝીણી માટી પથરાઈ જાય એટલે અંદરનો રસ જળવાઈ રહેશે અને તેમાં વધુ પ્રમાણમાં પાણી પેસી શકશે નહિ. વારંવાર ખેડવાથી જમીનમાં કીડાનાં દર, તેના માળા, ઇંડાં વગેરે હોય તે નાશ પામે છે અને છોડવાને ઉપયોગી ખોરાક તાપ તથા હવા દ્વારા ગળાઉ બને છે. માટે જમીન તૈયાર કર્યા બાદ તરત જ કંઇ પણ વાવેતર કરવું નહિ. તેને થોડા રોજ પડતર રહેવા દેવી.

જે કંદમૂળ આપણે હોંસે હોંસે ખાઇએ છીએ, તેનું વાવેતર કરવા માટે કોદાળી વડે જમીન ઉંડી ખોદવી જોઇએ. અગર હળ વડે ખેડવી જોઇએ. માટી તળે ઉપર થયા વિના લાયક તત્ત્વો ઉપયોગી થતાં નથી.

દરેક વાવેતરને માટે અમુક સમય નક્કી થએલો હોય છે. એ સમય દરમિયાન વાવેતર કરવામાં આવે તો જ સારું પરિણામ આવે છે. કયે વખતે કયું વાવેતર કરવું તે આગળ ઉપર કહેવામાં આવશે.

વાવેતરમાં ઉત્તમ બીજ વાપરવાં જોઇએ. ખરાબ બીજથી કદી સારાં ઝાડ પેદા થતાં નથી. જમીન ખેડયા બાદ ઢેફાં ભાંગી તેમાં ઘાસ કે બીજી કંઇ ચીજ હોય તો તે બહાર ફેંકી દેવી. વાવેતર કરવાની માટી મૂઠીમાં લઇએ તો બંધાઇ જાય પણ ઠોકર મારીએ તો છૂટી પડી જાય એવી હોવી જોઈએ. એવી માટીમાં બીજ વાવી તેના પર અરધા આંગળ જેટલી રેતાળ માટી ભભરાવી બીજ ઢાંકી દેવાં જોઈએ; આમ કરવાથી બીજ માટી સાથે ભળી લાયક રસ શોષી શકે છે.

બીજમાંથી ફણગો ફૂટવાની ક્રિયાને પ્રકાશની જરૂર નથી. પણ ફણગો ફૂટયો કે તરત તેને પ્રકાશ વિના ચાલતું નથી. પ્રકાશ વગર છોડ વધશે નહિ તેમ તાજો પણ રહેશે નહિ. બારીમાં લટકાવેલી ટોપલીઓમાંની વનસ્પતિ મકાન તરફ નહિ પણ બહારની બાજુ કેવી ઝૂકી પડે છે! બીજ નજીક નજીક વાવ્યાં હોય તો છોડ પ્રકાશ મેળવવા માટે કેવળ ઉંચા વધ્યે જાય છે, વળી છોડ માટીમાંથી ખોરાક મૂળીઆં વડે ચૂસે છે. એ મૂળ રસ ચૂસવા માટે ચોમેર ફેલાય છે. પરંતુ બીજ નજીક નજીક વાવ્યાં હોય તો મૂળને ફેલાવાની જગો મળતી નથી, એટલે તે વધારે રસ ચૂસી શકતાં નથી. માટે કદી પણ વાવેતર ભેગું ભેગું કરવું નહિ.

ફણગો બરાબર ફૂટ્યો ન હોય, પાંદડાં જમીનથી સહેજ

ઉંચે વધ્યાં ન હોય તો પાણી પાતી વખતે તે દબાઇ જાય છે. વળી પાણી વિના તો તેને ચાલે જ નહિ, માટે ફણગાની આજુબાજુ ઉંડો ખાડો કરી તેમાં પાણી રેડવું અગર તો ફણગાની આજુબાજુ થોડું સૂકું ઘાસ વેરી તેના પર પાણી રેડવું એટલે અંકુરને પૂરતું પાણી મળશે અને તેને ઇજા નહિ થાય.

અનાજ સિવાયના બીજા છોડની આજુબાજુ પાણી ભરાઇ રહે તો નુકસાન કરે છે. એવી સ્થિતિમાં કાંતો મૂળ સડી જાય છે અગર તો જીવડાં પેદા થઇ તેને ફોલી ખાય છે. છોડની આજુબાજુ પાણી ન ભરાઇ રહે માટે ચોમાસામાં રીંગણી, મરચી વગેરેનાં થડની આજુબાજુ માટીનો ઢગલો કરી રાખવો. આથી વરસાદનું પાણી દૂર ઢળી જશે.

નાના છોડ એક જગાએથી બીજી જગાએ લઇ જવા હોય તો તેને મૂળ સાથે ખોદી કાઢવા. બીજી જગાએ રોપ્યા બાદ તેના મૂળ પર પુષ્કળ ભીની માટી દાબવી એટલે તે જલદી ચોંટી જશે.

તડકો અને પવન જમીનમાં પેસી છોડને અંદરનો ખોરાક ચૂસવામાં મદદ કરે છે. માટે છોડની આજુબાજુની જમીન બેસી જાય તો તેને ખોદી પોકળ બનાવવી. તેની આજુબાજુ ઘાસ કે બીજી કોઇ વનસ્પતિ ઉગી હોય તો તેને નીંદી કાઢવી. તેમ નહિ કરો તો તમારા છોડનો ખોરાક એ ઉગાવો ખાઇ જશે અને તમારા માનીતા છોડને ભૂખે મારશે.

નિયમસર કામ કરવું એ ખેતીને માટે બહુ જરૂરનું છે. ધારો કે આજે એક છોડના પાંદડાં પર તમે જીવડાં જોયાં. તરત જ તે પાંદડાંને તોડી સળગાવી નહિ દો તો આવતી

કાલે આખો છોડ નકામો જવાનો જ. આજે અમુક છોડનાં બીજ વાવવાનો સમય છે. બે દિવસ પછી એ જ છોડનાં બીજ વાવશો તો અરધો પાક ભાગ્યે જ ઉતરશે.

ખેડૂતો વખતસર પુષ્કળ શાકભાજી ઉગાડી શકે છે. કાકડીનાં બીજ તમે જે દિવસે વાવ્યાં તેજ દિવસે એક ખેડૂતે પણ વાવ્યાં છે. પરંતુ તમારા છોડને ફળ લાગ્યાં તે. તે કરતાં ખેડૂતના છોડને બહુ વહેલાં ફળ લાગ્યાં છે અને તે પણ મોટાં મોટાં. તેનું કારણ એટલુંજ કે ખેડૂત સમજે છે કે છોડના દોરા જેવાં મૂળ ચોમેર ફેલાઇ રસ ચૂસે છે. માટે તેણે આજુબાજુની પુષ્કળ જમીન ખેડી દંતાળી વડે ઢેફાં ભાગી તૈયાર કરી છે અને તમે એકાદ હાથ જમીન તૈયાર કરી બેઠા છો. ખેડૂતની કાકડીને જમીનમાંથી જેટલો રસ મળ્યો તેટલો તમારી કાકડીના છોડને મળ્યો નથી. તે સિવાય ખાતર નાખ્યું નથી, નાખ્યું છે તો છોડના મૂળ પાસે ઢગલો કરી રાખ્યું છે. માટી સાથે ભેળવી દેવાનું તમને સૂઝયું નથી. ખેડૂતે આ બધું કામ ઉત્તમ રીતે કર્યું છે, અને તેનો બદલો પણ તેને સારો મળ્યો છે.

## ખાતર

પાણીથી ગળાઉ સ્થિતિમાં ન આવે ત્યાં સુધી છોડ ખાતરનો ઉપયોગ કરી શકતો નથી. વળી તે માટી સાથે ભળી ગયું ન હોય તોપણ ઉપયોગી થતું નથી. ખાતર છોડના મૂળમાં ન નાખતાં આજુબાજુની જમીન સાથે ભેળવી દેવું જોઈએ. વળી તેનું પ્રમાણ વધી જાય તો છોડ બળી જાય.

છે. જેઓ ખેતી વિષે બહુ જાણતા નથી તેઓને ત્યાં આવું વારંવાર થાય છે. તેઓ ખાતર એટલું બધું વાપરે છે કે છોડ મરી જાય છે.

બધા છોડવાને એક જ જાતનું ખાતર ઉપયોગી થતું નથી. જુદા જુદા છોડને જુદું જુદું ખાતર જોઇએ. નાળિયેરીને મીઠાનું ખાતર બહુ માફક આવે છે, પરંતુ એ જ ખાતર બીજા છોડવાને મારી નાખે છે. જે છોડને જે ખોરાક માફક આવે તે ખાતરમાંથી મળી આવવો જોઇએ. જમીનમાં એ ખોરાકની ઉણપ હોય તો ખાતર નાખી એ ઉણપ પૂરી કરવી એ જ ખાતર નાખવાનો મૂળ હેતુ છે.

બજારમાં સોડા વેચાતો મળે છે. જીવજંતુના મળમુત્રમાં આ તત્ત્વ પુષ્કળ મળી આવે છે. કોહેલા દાણામાં સોડા પુષ્કળ હોય છે. સોડા છોડનું તેજ વધારે છે. અનાજ, ઘઉં વગેરેના બીજમાં જે ધોળી વસ્તુ છે તે વસ્તુની બનાવટમાં સોડા ખાસ મદદ કરે છે. માટે સર્વ પ્રકારની શાકભાજી અને અનાજને માટે કોહેલું છાણ એ મુખ્ય ખાતર ગણાય છે. તાજું છાણ ખાતર તરીકે વાપરીએ તો જીવડાં થાય છે માટે તે ખાતર તરીકે વાપરવું નહિ.

પોટાસ અથવા ક્ષાર વનસ્પતિની રાખમાં વધારે પ્રમાણમાં હોય છે. જે છોડનાં ફળ શીંગ જેવાં હોય છે તેને રાખનું ખાતર વધારે અનુકૂળ આવે છે. કઠોળ માત્રને આ ખાતર જોઇએ.

ખોળમાં ફોસ્ફરસ છે. ફોસ્ફરસ છોડનાં મૂળિઆં, ફૂલ અને ફળની વૃદ્ધિમાં મદદ કરે છે અને તેને મિષ્ટ બનાવે છે.

ભાગમાં મોગરો, જુઇ વગેરે નાના છોડ વાવવા. આથી બગીચો એક સુંદર વાડી જેવો દેખાશે.

બગીચામાં નાના પ્રકારના આકારો પાડી રસ્તા બનાવવા. રસ્તાની બંને બાજુએ ભાજી કે બીજી કોઇ બારેમાસ રહેતી વનસ્પતિ વાવવી. ભરતકામમાં જેમ તમે કયા રંગ પછી કયો રંગ સારો લાગશે તેનો વિચાર કરો છો, તેમ બગીચો બનાવતી વખતે પણ કયાં ફૂલઝાડ પછી કયું ફૂલઝાડ સુંદર લાગશે તેનો ખાસ વિચાર કરી બધી ગોઠવણ પહેલેથી જ નક્કી કરી રાખશો.

કેટલાંક ફૂલઝાડ મૂળ સાથે ઉપાડી એક જગાએથી બીજી જગાએ વવાય છે. તેના તૈયાર નાના છોડ બાગ બગીચામાંથી લાવી યોગ્ય જગાએ રોપી દેવા. ગુલાબની ડાળી આશો માસમાં રોપવી અને કેટલાંક ફૂલઝાડ કે જેનાં બીજ વવાય છે તે ચોમાસા પહેલાં રોપી તેના નાના છોડ તૈયાર કરી લેવા. બેચાર દિવસને આંતરે વાવેતર કરીએ તો મોસમી ફૂલઝાડો પણ લાંબી મુદત સુધી ફૂલો આપે છે.

મોસમી ફૂલઝાડોમાંનાં કેટલાંક આશો માસમાં ચોમાસું પૂરું થયે રોપવામાં આવે છે. જિનિયા જેવાં વિલાયતી સુગંધ વિનાનાં ફૂલઝાડો વર્ષા ઋતુમાં પુષ્કળ થાય છે. કેટલાંક વિલાયતી ફૂલઝાડ પણ આપણા દેશમાં ઉછરે છે.

બગીચાના મધ્ય ભાગમાં પોતાની રુચિ પ્રમાણે ગોળ કે ચોરસ આકાર કરી જરા ખોદી તેમાંથી પત્થર, ઘાસ વગેરે કાઢી નાખવું. પછી તેમાં ધરો છૂટી છૂટી પાથરી દેવી અને તેનાપર વખતો વખત પાણી સાથે છાણ રગડી છાંટવું.

અને ઉધઇ લાગી હોય તો હિંગ, સરસવનો ખોળ અને કોયલાનું ચૂર્ણ કરી છોડના મૂળ આગળ ભભરાવવું. જેને કીડા, લાગ્યા હોય તેવો છોડ મૂળમાંથી ઉપાડી બાળી નાંખવો. એક જ જમીનમાં દર વરસે જુદું જુદું વાવેતર કરવામાં આવે તો જંતુનો ઉપદ્રવ ઓછો થાય છે.

આપણા બગીચામાં સારી જાતની શાકભાજી ઉછેરતા નથી, તેનું કારણ જમીનની કેળવણીની, ખાતર જમીન સાથે મેળવવાની અને નાની સરખી જગામાં છોડ છુટા છુટા વાવવાની ખામીનું હોય છે. વધારે લાભ મેળવવાની આશાથી આપણે આમ કરીએ છીએ, પણ પરિણામ ઉલટુંજ આવે છે.

## ફૂલ ઝાડનો બગીચો

બગીચો બનાવવો હોય તો પ્રથમ ચોમેર ફરતી વાડ કરી લેવી જોઇએ. નહિ તો ગાય, વાછરુ, બકરાં, વગેરે તમારી બધી મહેનત એક ક્ષણમાં હતી ન હતી કરી નાખશે.

ઘણાખરાં ફૂલઝાડ તેની ડાળી રોપવાથી ઉછરે છે. ચોમાસામાં એકાદ છોડની ડાળ એકાદ હાથને શુમારે કાપી તેનો કાપેલો ભાગ દોઢેક વેંત જેટલો જમીનમાં દાટી દેવો ડાળના મથાળાના ભાગ પર છાણ લગાડવાથી તેનો રસ જલદી સૂકાઇ નહિ જાય. ૧૫-૧૬ દિવસમાં એ ડાળમાંથી નવાં પાંદડાં ફૂટવા માંડશે.

ચંપો, કરેણ વગેરે મોટાં ફૂલઝાડ બાગની કનાર પર વાવવાં, ત્યાર પછી અંદરના ભાગમાં ચમેલી, ગુલાબ, ગલગોટા વગેરે તેના કરતાં નીચાં ફૂલઝાડો વાવવા અને છેક અંદરના

ભાગમાં મોગરો, જુઇ વગેરે નાના છોડ વાવવા. આથી બગીચો એક સુંદર વાડી જેવો દેખાશે.

બગીચામાં નાના પ્રકારના આકારો પાડી રસ્તા બનાવવા. રસ્તાની બંને બાજુએ ભાજી કે બીજી કોઇ બારેમાસ રહેતી વનસ્પતિ વાવવી. ભરતકામમાં જેમ તમે કયા રંગ પછી કયો રંગ સારો લાગશે તેનો વિચાર કરો છો, તેમ બગીચો બનાવતી વખતે પણ કયાં ફૂલઝાડ પછી કયું ફૂલઝાડ સુંદર લાગશે તેનો ખાસ વિચાર કરી બધી ગોઠવણ પહેલેથી જ નક્કી કરી રાખશો.

કેટલાંક ફૂલઝાડ મૂળ સાથે ઉપાડી એક જગાએથી બીજી જગાએ વવાય છે. તેના તૈયાર નાના છોડ બાગ બગીચામાંથી લાવી યોગ્ય જગાએ રોપી દેવા. ગુલાબની ડાળી આશો માસમાં રોપવી અને કેટલાંક ફૂલઝાડ કે જેનાં બીજ વવાય છે તે ચોમાસા પહેલાં રોપી તેના નાના છોડ તૈયાર કરી લેવા. બેચાર દિવસને આંતરે વાવેતર કરીએ તો મોસમી ફૂલઝાડો પણ લાંબી મુદત સુધી ફૂલો આપે છે.

મોસમી ફૂલઝાડોમાંનાં કેટલાંક આશો માસમાં ચોમાસું પૂરું થયે રોપવામાં આવે છે. જિનિયા જેવાં વિલાયતી સુગંધ વિનાનાં ફૂલઝાડો વર્ષા ઋતુમાં પુષ્કળ થાય છે. કેટલાંક વિલાયતી ફૂલઝાડ પણ આપણા દેશમાં ઉછરે છે.

બગીચાના મધ્ય ભાગમાં પોતાની રુચિ પ્રમાણે ગોળ કે ચોરસ આકાર કરી જરા ખોદી તેમાંથી પત્થર, ઘાસ વગેરે કાઢી નાખવું. પછી તેમાં ધરો છૂટી છૂટી પાથરી દેવી અને તેનાપર વખતો વખત પાણી સાથે છાણ રગડી છાંટવું.

થોડા દિવસમાં મખમલની ગાદી જેવી સુંવાળી ધરો ઉગી નીકળશે અને તેના લીલી ગાદી જેવો દેખાવ આંખને ઠારશે.

આ બધાં ફૂલઝાડ બહુ ઉપયોગી છે. તેમાંનાં કેટલાંકનાં પાંદડાં તો કેટલાંકનાં ફૂલ દવા તરીકે પણ ઉપયોગમાં આવે છે. તુળસી ને ડમરાનાં પાન દવા તરીકે કેટલાં ઉપયોગી છે તે સૌ કોઈ જાણે છે. ધરો જેવું ઘાસ પણ પત્થર વડે કૂટી ઘા પર લુગદી કરી બાંધ્યુ હોય તો લોહી બંધ થઇ જાય છે ને થોડા રોજમાં ઘા સૂકાઇ જાય છે.

એ કરતાં પણ વધારે ઉપયોગી વાત એ છે કે ફૂલ જેવી પવિત્ર વસ્તુ આપણને પરમાત્માનું ભાન કરાવે છે. ફૂલઝાડમાંની ફૂલવાળી ડાળીઓ આપણને ઊંચે આંગળી કરી પ્રભુનું સ્થાન બતાવે છે. ધરોની પાતળી પાતળી પાંખડીઓ આપણને આપણા પેદા કરનારનું સદા સ્મરણ કરાવે છે. ફૂલની શોભા જોતાં જો આપણને એ પરમ દયાળુ પરમાત્માનું ભાન ન થાય તો આપણે બગીચા બનાવવામાં જે મહેનત લીધી તે બધી વૃથા ગઇ ગણાય.

તમે મહા મહેનતે ઉછેરેલાં ફૂલો, ધરો વગેરે તમારા હાથે નહિ તો તમારા પિતા, માતા, સાધુ કે ભક્તજનોમાંના કોઇને હાથે પ્રભુના ચરણમાં પહોંચી જશે. આ જોઇ, જાણી તમને કેટલો આનંદ થશે ?

## ફળઝાડ અને શાકભાજી

આપણો દેશ ફળઝાડની ભૂમી છે. આંબો, જામફળી, સીતાફળી, પપૈયાં, લિંબુ, સંતરાં, જાંબુ, રાયણ વગેરે કેટલાં

બધાં ફળો અહીં પાકે છે? આટલાં બધાં વિવિધ જાતનાં ફળો બીજા દેશોમાં ભાગ્યેજ પાકતાં હશે. ફળમાત્ર સ્વાદિષ્ટ, પવિત્ર ને આરોગ્ય જનક છે. અથાણાં, મુરબ્બા બનાવી અગર તો સૂકવી રાખી વાપરીએ તો બારે માસે તેનો ઉપયોગ કરી શકીએ છીએ

ફૂલઝાડનો બગીચો બનાવવો હોય તો ચોમાસાનું પાણી ન પચે એવી જમીન ખેડી તૈયાર કરવી. વૈશાક, જેઠ માસમાં એવી રીતે તૈયાર કરેલી જમીનમાં આઠ દશ હાથ છેટે અકેક હાથ ઊંડો ખાડો કરી કેળનાંબચ્ચાં રોપી દેવાં. ખેડેલી જમીનમાં કેળ બહુ સારી રીતે ઉછરે છે. અને સોડા, ખોળ ને નદી કે તળાવના કાંપનું ખાતર નાખવું. તેનાં પાંદડાં કદી કાપવાં નહિ. કાચાં કેળા બહુજ પૌષ્ટિક ખોરાક છે. તે સારી પેઠે પાકે નહિ ત્યાં સુધી ખાવાના કામમાં ન લેવાં. કાચાં કેળાં શાક અગર તો ખડખડિયાં બનાવવાના કામમાં આવે છે. પાકાં કેળાંની છાલનું શાક પણ બને છે.

તળાવ કે નદીનો કાંપ પપૈયાંના ખાતર તરીકે ઉત્તમ છે. પપૈયાંનાં બીજ વૈશાક માસની આખરે વાવવાં. દરેક ગૃહસ્થને ત્યાં એકાદ બે પપૈયાં તો હોવાંજ જોઇએ. સોડા, જૂનું છાણ, રાખ વગેરે પપૈયાંનું ઉત્તમ ખાતર ગણાય છે. છોડ ત્રણચાર હાથનો થાય એટલે તેનું માથું તોડી નાખવું, એટલે તે વધારે ફાલશે. ત્રણચાર ડાળ ફૂટશે તો દરેક ડાળ પર પુષ્કળ પપૈયાં જામશે. એ પપૈયાંમાંનાં કેટલાંક મોટાં તો કેટલાંક નાનાં હશે. નાનાં પપૈયાંને સંભાળથી તોડી શાક તરીકે વાપરી નાખવાં. આથી મોટાં પપૈયાંને વધવાની જગા

મળશે અને તે દહાડે દહાડે મોટાં થતાં જશે. પપૈયાં અજીર્ણ અને હરસના રોગીમાટે ઉત્તમ ખોરાક છે.

કેળો વાવી હોય તેની વચ્ચે સોળ સત્તર હાથને અંતરે એક એક ખાડો કરવો. ખાડો એકાદ હાથ ઊંડો અને તેટલોજ સમચોરસ હોવો જોઇએ. તેમાં સૂકો કાંપ ને જૂનું છાણ બરાબર મેળવી ભરવું. જેઠ માસમાં એ ખાડામાં આંબો, જમરૂખી વગેરેની કલમ કે છોડ રોપી દેવાં. તેના થડ પાસેની માટી એટલી ઢાળ પડતી રાખવી કે ત્યાં વરસાદનું પાણી એકઠું થાય નહિ. પાણી એકઠું થાય તો છોડ સડી જાય છે. ગાય-બકરા તેને ઈજા ન કરે માટે તેની આજુ બાજુ લાકડાની કે લોખંડની બારીની અગર તો થોરની વાડ કરી રાખવી. આંબાનું ઝાડ મોટું થાય એટલે કેળના ઝાડને ત્યાંથી ઉપાડી બીજે રોપી દેવા.

બગીચાની ચોમેર અનનાસ અને અનનાસની વચ્ચે વચ્ચે સોપારીનાં ઝાડ વાવવાં. નાળિયેરી ખુલ્લી જગામાં ઉછરે છે. નાળિયેર અને સોપારીને તેની આંખનો ભાગ ઉપર રહે તેમ છાયાવાળી અને હમેશાં પાણી પડે એવી જગામાં રોપીએ તો તેમાંથી વૃક્ષ થાય છે. નાળિયેર રોપતા પહેલાં જમીનમાં ખાડો કરી તેમાં અરધા શેરને આશરે મીઠું નાખવું. તેના પર માટી પાથરી દીધા બાદ તે ઉપર નાળિયેર મૂકી માટી વાળી દેવી.

માંદગી વખતે દાડમ કેટલાં ઉપયોગી થાય છે! દાડમડી સારી પેઠે તાપ પડતો હોય એવી ખુલ્લી જગામાં ઉછરે છે. દાડમડીનાં ફૂલ બહુ સુંદર છે. દાડમ લાગ્યા પછી જીવડાંથી.

બહુ સંભાળવું. હિંગ અને હળદરના પાણીમાં લૂગડું ભીંજવી તેની કોથળી મોટાં મોટાં ફળની આજુબાજુ બાંધી રાખવી. બીજાં નાનાં દાડમ તોડી નાખવાં આથી નુકસાન ન થતાં બેલા બાકી રહેલા દાડમ બહુજ મોટાં થશે અને ઉત્તમ પ્રકારનાં બનશે

ચોમાસામા લિંબુ એ ઉત્તમ ખોરાક છે. દાળ શાકમા તેનો રસ અતિશય સ્વાદિષ્ટ લાગે છે. માટે એકાદ લિંબુડી તમારા બાગમા હોય તો ઘણું સારું. એ ઝાડનું બીજ અગર તો કલમ રોપવામાં આવે છે. એ સિવાય તેની ડાળી જમીન તરફ નમી હોય તેનો મધ્ય ભાગ જમીનમા સહેજ ઊંડો ઉતારી તે પર માટી પાથરી દઇએ તો ચોમાસાના દિવસોમાં તેના મૂળ જામે છે. ચોમાસા પછી સાવચેતી રાખી એ ડાળીનો ઝાડ તરફનો ભાગ કાપી નાખવો અને મૂળ લાગેલો ભાગ માટી સાથે ઉપાડી બીજે લઈ જઈ રોપવો.

સીતાફળ ઘણાં મધુર લાગે છે. એનો છોડ બહુ સહેલાઇથી ઉગી શકે છે એના બીજ વાવવાથી છોડ ઉગે છે. રાખ, જૂનુ છાણુ અને ખોળ એ તેનું ઉત્તમ ખાતર છે.

કોઈ પણ ફળ પછડાવાથી સારુ રહેતુ નથી એટલુ જ નહિ પણ એક ફળ બીજાંની સાથે અફળાય તો પણ તેને નુકસાન થાય છે. અદ્ધર લટકાવી રાખવાથી ફળ ઘણા રોજ સુધી સારા રહે છે. ફળ પર પાણી પડ્યું હોય તો તેને સૂકવ્યા સિવાય કદી મૂકી રાખવુ નહિ. ફળ પાડતી વેળા એટલી સાવચેની રાખવી કે તેને જરા પણ ઠોકર ન લાગે. કાબુલી લોકો લીલી દ્રાક્ષને રૂના પોલમાં કેવી સંભાળથી સાચવી રાખે છે?

તમારા બગીચામાં કોઇ પણ ઝાડનાં ફળ ઉતરે તે પ્રથમ દેવને ધરાવ્યા સિવાય કે બીજાને આપ્યા સિવાય કદિ ન ખાતાં. ગાય વિઆય ને તેનું દૂધ શુદ્ધ થાય એટલે દેવને ધરાવી, પાડોશીને આપ્યા બાદ પોતે વાપરવાનો નિયમ ઘણા ગૃહસ્થોને ત્યાં હજુ પણ ચાલ્યો આવે છે, તે બહુ સારો છે.

ફુદીનો, કોથમીર, મેથી વિગેરે બહુ સહેલાઇથી ઉગાડી શકાય છે. અને તે દરરોજના ઉપયોગ માટે તાજું ને તાજું મળ્યા કરે છે. ચટણીનાં શોખીનો માટે તો આવાં શાકભાજી તથા એકાદ બે મરચીના છોડ બહુ અગત્યના ગણાય.

શાકભાજીની જમીનમાં છાણ તથા ઘરમાં દરરોજ નીકળતો પૂંજો, કોહેલાં પાંદડાં અને રાખનું ખાતર સારી રીતે ભેળવી દેવું જોઇએ.

વૈશાક જેઠ માસમાં થોડા વરસાદ વરસે ને જમીન ભીની થાય એટલે શાકભાજી વાવી દેવાં. વેલાને ચઢવા માટે વાંસનો માંચડો ઊભો કરવો. કારેલાં, તૂરિયાં વગેરેના વેલા માંચડા પર ચઢાવવા, પરંતુ કોળાં વગેરે ભારે ફળ થતાં હોય તેવા વેલા જમીન પર પથરાવા દેવા. જે વેલા જમીન પર પથરાવા દઇએ તેના મૂળ આગળ કે તેનાં ફળ આગળ પાણી ભરાઇ રહેવું ન જોઇએ. બને ત્યાં સુધી દરેક વેલા મજબૂત માંચડા પર ચઢાવ્યા હોય તો એ બાબતની સંભાળ રાખવી પડશે નહિ. ફુદીનો, હળદર, રીંગણ, મરચી, મગફળી વગેરે પણ આ સમય દરમિયાન વાવી દેવાં. ધરો વગેરે રોપવાનો પણ આજ સમય છે. કપાસીઆ પણ આ વખતે વાવવા જોઇએ. ખેડૂતો આ વખતે પોત પોતાના ખેતરમાં

બાજરી, મગ, અડદ વગેરે વાવે છે, અને જે બીજના ધરુ કરવા પડે તેનું વાવેતર કરે છે વાસ વાવવા હોય તો તેની ગાંઠો આ વખતે જમીનમાં દાટવી જોઈએ

આ વખતે સોપારીના ઝાડને છાણનું ખાતર નાખવું. વાંસને નવી માટી પૂરવી નાળિયેરીને નાળિયેર ન લાગતા હોય તો તેના મૂળ આજુ બાજુની જમીન ખોતરી તેનાં કેટલાક મૂળ કાપી નાખવા સુરણની જમીનમા ઘાસનું પરાળ ભેળવી પોચી બનાવવી એટલે તેની ગાઠ ચોમેર વધશે

ચોમાસુ ઉતર્યે કોબીજ, ગાજર, ટમેટા, મૂળા, કાકડી વગેરેનુ વાવેતર કરવુ. તે સિવાય કોથમીર, જીરુ, મેથી વગેરે પણ આ સમયે સારુ થાય છે. આ વખતે વેલાને માટે માડવાની જરૂર પડતી નથી જમીન પર ફળ જામે છતા તે વરસાદ ન હોવાથી સડી જતાં નથી. આ સમયના વાવેતરને પાણી પાવાની જરૂર પડે છે.

પોષ માસની શરૂઆતમા સુરણ અને ફાગણ માસની શરૂઆતમા શેરડીનુ વાવેતર થાય છે આ પરથી તમને સ્પષ્ટ સમજાશે કે આપણા દેશમા અનાજ કે ફળફૂલના ઝાડ માટે બે મોસમ છે એક ચોમાસા પહેલા વૈશાક જેઠ માસમા અને બીજી આશો કારતક માસમા પુષ્કળ વરસાદ કે પુષ્કળ તાપના સમયમા બીજ ઉગી શકતા નથી, અગર ફણગો છોડનુ રૂપ લઇ શકતો નથી. આ નિયમ ધ્યાનમા રાખી આકાશની સ્થિતિ તપાસી બીજ વાવવા

બટેટા સિવાયના શાક તેની મોસમમાજ સારા લાગે છે એ ધ્યાનમા રાખવુ મોસમ વીતી ગયા પછી તેમા સ્વાદ રહેતો નથી એટલુજ નહિ પણ તેના કેટલાક ગુણો પણ

તે વખતે નાશ પામ્યા હોય છે. તે માટેજ માઘ માસમાં મૂળા ને ચૈત્ર માસમાં શીંગો ખાવાની મનાઈ છે.

દૂધી, તરબૂચ, ચીભડાં વગેરે ફળ તાણીને તોડવાં નહિ, પણ છરી વડે કાપી લેવાં. તેને ખેંચી તોડવા જતાં ઘણી વેળા આખી ડાળી તૂટી જાય છે. ખાસ કરીને એટલું ધ્યાનમાં રાખવું કે ઝાડપાનમાં પણ ચેતનના અંશ છે. તેને પણ આપણી પેઠે સુખદુઃખનું સહજ જ્ઞાન છે. સારાં પાકેલાં ફળો બીજ ખાતર ઝાડપરજ પાકવા દેવાં અને પાક્યા પછી તેમાંનાં બીજ છુટાં પાડી તડકે સૂકવી નાખવાં. સૂકાઈ ગયા બાદ તેને કાગળમાં વીંટી શીશીમાં કે પેટીમાં સંભાળથી રાખવાં. કાગળ પર એ બીજ શાનાં છે તે મોટા અક્ષરે લખવું. તે ઉપરાંત કયા માસમાં તે વાવવાં જોઈએ એ પણ લખી રાખવું. બીજ બહારથી લાવવાનાં હોય તો વખતસર મેળવવામાં વિલંબ થાય છે, અને તેની જાત હલકી હોય તો ફળ પણ સારાં થતાં નથી.

ફૂલ, ફળ અને શાકભાજીનો બગીચો શોભા આપે છે, ફાયદો કરી આપે છે, તે સાથે આપણને આનંદ આપવામાં પણ મદદગાર થાય છે. આપણા આરોગ્યને પણ તે ફાયદાકારક છે. વળી તેમાં કાળજી રાખીએ તો આપણને મહેનતનો બદલો બરાબર મળે છે. શાકભાજી, ફળફળાદિ આપણે ખાઈએ ને બીજાને ખવરાવીએ તે શું આનંદજનક ક્રિયા નથી?

કુંવાર, ડમરો, પીપળીમૂળ; ગીલી વગેરે ઔષધીના કામમાં આવતી વનસ્પતિ પણ સહેજ કાળજી રાખીએ તો આપણે આપણા બાગમાં ઉછેરી શકીએ છીએ. એવી વનસ્પતિ આપણને તેમજ બીજાને બહુ ઉપયોગી નીવડે છે.

પ્રકરણ ૮ મું : મે'માન

## [ક] અતિથિ અભ્યાગત

રાંધવું, ખાવું, કમાવું વગેરે જેમ સંસારી માણસોનાં કર્ત્તવ્ય ગણાય છે, તેમ અતિથિ સેવા પણ તેઓનું તેટલું જ અવશ્યનું કર્ત્તવ્ય ગણાય છે.

અતિથિ દેવતા રૂપ છે. પછી તે બ્રાહ્મણ હોય, ચંડાળ હોય, હિંદુ હોય, મુસલમાન હોય કે ખ્રિસ્તિ હોય ! એ બધા પરમ પવિત્ર 'અતિથિ' ને નામે ઓળખાય છે. અતિથિ સેવા એ હિંદવાસીઓનું અતિ આનંદનું કામ છે.

અતિથિ આવી ચઢે એટલે ગૃહસ્થે તેને મીઠાં વચનોથી આદરમાન આપવું. બેસવાનું આસન આપવું. પ્રાચીન સમયમાં આર્યલોકો અતિથિના આગમનને પોતાનું સૌભાગ્ય માનતા. અત્યારે એ માન્યતા રહી નથી. આપણે અતિથિને ઉત્પાતરૂપ માનીએ છીએ.

અતિથિને તમે એક કોળિયો અનાજ ન આપો એ જુદી વાત છે, પણ તમે તેને મધુર વચનોથી આદરમાન તો જરૂર આપજો. મીઠાં વચનોની કંઇ કિંમત બેસતી નથી. મધુર વચનો બોલવા માટેજ ઇશ્વરે તમને જીભ આપી છે. તો પછી તેનો સદુપયોગ કેમ ન કરવો.

આપણે બહુ સ્વાર્થી થઇ ગયાં છીએ. થાકી ગયેલા, મેલાં વસ્ત્રોવાળા, ફાટાંતૂટાં લૂગડાંવાળા અતિથિને જોઇ

આપણને અંતરમાં જરાકે લાગણી થતી નથી. તેને ભૂખ્યો, તરસ્યો અને બપોરના તાપથી પરસેવે રેબઝેબ થઈ ગએલો જોઇ આપણને દયા કેમ આવતી નથી? આપણે તો ઘરમાં બેઠાં છીએ. મીઠાં વચનો, બેસવાનું આસન અને પીવાનું પાણી આપણા ઘરમાં પૂરતું છે. છતાં આપણને તેવા અતિથિની સેવા કરવાની ટેવ નથી અને તેથીજ તેના આગમનને આપણે એક મહા ઉત્પાત રૂપ માનીએ છીએ. બધાંને આવી સ્થિતિમાં આવી પડવું પડે એ સંભવિત છે, એમ માની આપણે એ નિરાશ્રિત અતિથિની સેવા કરવી જોઇએ. કોણ જાણે કેવા સમય પ્રવાહમાં આપણે તણાઈ જઈએ છીએ કે ભારતવર્ષની એ સનાતન પ્રથાને ઉખેડી નાખતાં આપણું મન જરાકે અચકાતું નથી. આપણે આવાં કેમ થઇ ગયાં છીએ!

અતિથિ માત્ર કંઇ ઘર વગરનો, ધન વગરનો, પુત્રપરિવાર વગરનો હોતો નથી. કોઇ વિપત્તિમાં આવી પડતાં અગર રસ્તામાં ચાલતાં ચાલતાં તરસનો માર્યો તમારે ત્યાં આવી ચઢ્યો હશે. તમારે અવશ્ય તેને આદરમાન આપવું જોઇએ.

અન્નના સાંસા પડવા લાગ્યા હોવાથી અતિથિસત્કારમાં ઉણપ આવી ગઇ છે એવું કંઇ નથી. ઉદારતા, સહાનુભૂતિ અને દાનશીલતાની ઉણપ આપણને તેમ કરતાં અટકાવે છે. અતિથિને માટે આપણે સહેજ તકલીફ વેઠી લેવા રાજી નથી.

નાના પ્રકારનો ઉત્તમ જાતનો ખોરાક, શ્રદ્ધાપૂર્વક મીઠાં વચનોના સત્કાર જેટલો અતિથિને તૃપ્ત કરી શકતો નથી.

શ્રદ્ધા એ જ અતિથિ સત્કારનું મુખ્ય સાધન છે. શ્રદ્ધા પૂર્વક આપેલી ભાજી અથવા મૂઠી અનાજ પણ અતિથિની ભૂખ શાંત કરે છે. પરંતુ તોછડાઇથી આપેલાં પકવાન તેને તૃપ્તિકારક થતાં નથી.

વેદમાં કહ્યું છે કે पितृ देवो भव । मातृ देवो भव । अतिथि देवो भव । પિતાને દેવ જેવા માનો, માતાને દેવ જેવી માનો, અતિથિને દેવ જેવા માનો.

પ્રાચીન કાળમાં લોકો અતિથિની સેવા કરવામાં કેવા તત્પર રહેતા, તે મહાભારતમાંનાં ઉંછવૃત્ત બ્રાહ્મણનાં આખ્યાન પરથી, મંગોપાર્કની હબસીઓના દેશમાંની મુસાફરીની વાતો પરથી તથા અરબોની અદ્ભુત અતિથિ સેવાની વાતો પરથી બરાબર સમજી શકશો. તમારા શિક્ષક તમને એવી વાતો કહી સંભળાવશે.

ઇશ્વરની મરજી સિવાય આ જગતમાં એક તરણું પણ તૂટતું નથી, તેની મરજી સિવાય પાંદડું ખરતું નથી, ફૂલ ખીલતું નથી, પંખી ઉડતું નથી. તમે પુષ્કળ જીવોને જન્મતા મરતા જુઓ છો એ કોની આજ્ઞાથી ? અતિથિ તમારા બારણા આગળ આવી ઊભો એ પણ તેની આજ્ઞાથી જ. તમે શું પ્રભુની આજ્ઞાથી આવી ઊભેલા અતિથિને તરછોડી કાઢશો ? ઇશ્વરે આપેલું ધન શું ઇશ્વરે મોકલેલા અતિથિને માટે વાપરી કૃતાર્થ નહિ થાઓ ?

ઇશ્વર સર્વત્ર છે. તે આજે અતિથિ રૂપે તમારે બારણે આવી ઊભો છે. તમે શું તેની પૂજા નહિ કરો ? તમે શું તેની સેવામાં તમારું શરીર વાપરી તેને સાર્થક નહિ કરો ?

અતિથિ રૂપી ભગવાનને તમે શું તમારા હૃદયની શ્રદ્ધા અર્પણ નહિ કરો ? શું તેને હાંકી કાઢશો ? ના, ના, તેમ કદી કરતાં નહિ. જેણે તમને પુષ્કળ અનાજ આપ્યું છે, તેજ આજે મૂઠી અન્ન માટે તમારે આંગણે આવીઊભો છે ! તમે શું તેને મૂઠી અન્ન આપતાં આનાકાની કરો છો ? ના, ના, તેમ કદી કરી શકશો નહિ. તેને મૂઠી અન્ન આપી તમે તમારી જાતને ધન્ય બનાવો. દાન આપવાનું સૌભાગ્ય શું બધાંને પ્રાપ્ત થાય છે ?

ઓ ભારતવાસી નરનાર, તમે આ લાંબા કાળથી આવેલા રિવાજનું કદી ઉલંઘન કરશો નહિ. અતિ પ્રાચીન કાળથી ચાલતા આવેલા અતિથિ સત્કારના પરમ પવિત્ર નિયમોનું બરાબર પાલન કરજો, અને તેમ કરશો તો તમને કોઇપણ જાતની ખોટ પડશે નહિ.

## [ખ] સગાં વહાલાં

સગાં વહાલાં કે અતિથિ અભ્યાગત કંઈ તમારે ત્યાં કાયમને માટે રહેવા આવતાં નથી. તેઓને પણ ઘરબાર છે, તો પછી થોડા સમય માટે તમે શા માટે તેનો અનાદર કરો છો ? થોડા સમય માટે શા માટે ગૃહસ્થાઈ અને સુજનતાનો ત્યાગ કરો છો ?

તમે ધારતા હશો કે 'હું તો તેને ઘેર જતી નથી, તો પછી તેઓ મારે ત્યાં શા માટે આવે છે ?' પરંતુ એ વચન તમે હંમેશને માટે ઉચ્ચારી શકો તેમ છો ? એક ક્ષણનો ભરોસો નથી, એવા આ સંસારમાં ભવિષ્યની કોને ખબર છે. તમારે કોઇપણ વેળા એની ગરજ નહિ વેઠવી પડે તેની

કંઈ ખાત્રી નથી. તમે મામાને ઘેર જવા તૈયાર થયા હો, બધી તૈયારી થઇ રહી હોય, બારણે ગાડી ઊભી હોય, એટલામાં તમારી નાની બ્હેન પડી જાય અને તેનો હાથ ઉતરી જાય તો તમારે જવાનું બંધ રાખવું પડે છે. બોલાવેલી ગાડી પાછી મોકલી દેવી પડે છે. આ બધું અગાઉથી કોઈ જાણતું હતું ? એજ રીતે એવો બનાવ પણ બને કે તમારે તમારાં કોઇ પણ સગાં વહાલાંને ત્યાં કે કોઇ ત્રાહિતને ત્યાં એકાદ રોજ અતિથિ તરીકે ગુજારવો પડે. એક દિવસ એક મોટા શહેરમાં વસતો શેઠ, કુટુંબ સાથે મુસાફરી કરતો કરતો એક ગામડાં આગળ આવી ચઢયો. શેઠનું નામ હતું લક્ષ્મીચંદ અને તેની સાથે તેનો વિજયપાળ નામનો પંદર વર્ષનો છોકરો હતો. ગામથી થોડે દૂર જતાં તેની મોટરની ધરી ભાંગી ગઇ. મોટર ડ્રાઇવરે બહુ પ્રયત્ન કર્યો પણ હવે મોટર ચાલે તેમ નહોતું. શહેર પંદરેક માઇલ દૂર હતું. ઉનાળાનો સૂર્ય ચઢતો હતો. બૈરાં છોકરાં ભૂખ્યાં થયાં હતાં. પેલા ગામડામાં શેઠનો એક દૂરનો સગો રહેતો હતો. તેને આ બાબતની ખબર પડી, એટલે તે દોડતો આવી પહોંચ્યો. શેઠને પોતાને ત્યાં પધારવાની વિનંતિ કરવા લાગ્યો. પણ શેઠ તો 'હમણાંજ જતા રહીશું' એમ કહી શોફરને ધમકાવવા લાગ્યા. શોફરે કહ્યું: 'શેઠ સાહેબ, નવી ધરી હાજર હોત તો હું પાંચ મિનિટમાં મોટર ઉપાડત પણ હવે તો આ ભાંગેલી ધરી જોડી દે તેવો આ ગામમાં કોઇ લુહાર હોય તોજ મોટર આગળ ચાલશે. પેલા શેઠના સગાએ પોતાના ગામમાં લુહાર હોવાની વાત કહી, પણ તે બધું કામ સમેટતા બપોર થઈ જશે એવું કહી તેણે

શેઠને ખૂબ આગ્રહ કરતાં કહ્યું:'ભાઇ, આ ગરીબનું ઘર તો પાવન કરો. જુઓ તો આ વિજયભાઇનું મોં ખાધા પીધા વિના કેવું ઉતરી ગયું છે.' પણ શેઠ હજુ રોફમાં હતા. તેણે નોકર તરફ રૂપીઓ ફેંકી કહ્યું 'જા, આ રૂપીઆના સેવમમરા લઇ આવ.' પેલા સગાએ કહ્યું 'ભાઈ સાહેબ, આ ગામમાં એવું કંઇ નહિ મળે. આપના આશીર્વાદથી મારે ઘેર પ્રભુની કૃપા છે. ચાલો ભાઈ, ગરીબના પર કૃપા કરો.' છેવટે મહામહેનતે લક્ષ્મીચંદ શેઠ તેને ત્યાં ગયા. વિજય પોતાના પિતા આમ 'ના, ના,' શા માટે કરતા હતા તેનું કારણ પ્રથમ તો સમજી શક્યો નહિ, પણ તેને ઘેર જતાંજ એ કારણ સમજવામાં આવી ગયું. એ સગાનો નાનો ભાઇ તેના પિતા પાસે થોડા રોજ પર આવ્યો હતો. તે જે કામે આવ્યો હતો તે લક્ષ્મીચંદ શેઠ ધારત તો એક ક્ષણમાં કરાવી આપી શકત, પણ પૈસાની ખુમારીને લીધે તેમણે તેને ચોકખી ના પાડી હતી. એટલુંજ નહિ પણ વિજયની માએ એ મે'માનનો ઉલટો તિરસ્કાર કર્યો હતો. હવે વિજય! પોતાના પિતા આટલી બધી ખેંચતાણ કેમ કરાવતા હતા તેનું કારણ બરાબર સમજ્યો. પરંતુ પેલા ગામડીઆ સગાએ તો એ વાતને યાદ ન લાવતાં આદરમાન આપવામાં મણા રાખી નહિ. તેના આવા સત્કારથી લક્ષ્મીચંદ શેઠનો સંકોચ છેવટે દૂર થયો. જતી વેળા તેણે પેલા સગાને જણાવ્યું કે 'સુરેંદ્ર, તારી ભલામણ પ્રમાણે મેં ન કર્યું તેથી અત્યારે મને બહુ દુઃખ થાય છે, સુરેંદ્રે કહ્યું: 'અરે ભાઈ, એ વાત તો મારા મનમાંએ નથી. અત્યારે એ વાત ન ઉચ્ચારતા, આપના આશીર્વાદ

છે તો ઘણું છે. પ્રભુ કૃપા છે. અનાજ પાણીનો તૂટો નથી. વળી એ કામ પણ પ્રભુકૃપાથી પતી ગયું છે.'

વસ્તુસ્થિતિ આવી હોવાથી અતિથિ, અભ્યાગત કે સગાં વહાલાં તમારે ઘેર આવે તો તમે કદી કંટાળતા નહિ. તમે તેની પાસેથી જેવા આદરસત્કારની આશા રાખતા હો તેવો આદરસત્કાર કરવામાં પાછી પાની કરતાં નહિ. તમે તેમને ઘેર ગયાં હો, તેઓ તમને માન ન આપે, તમારી સાથે ન બોલે, બેસવાનું ન કહે, તો શું તમને સારું લાગશે! તેજ રીતે તેઓ તમારે ત્યાં આવે એટલે તમે તેને કુશળ સમાચાર ન પૂછો, તેનાં દુઃખે દુઃખી ન થાઓ, સુજનતા ન બતાવો તો તેઓને સારું લાગે ખરું ? પોતાનાં પ્રત્યે પોતાના જેવો વ્યવહાર ચલાવીએ તો તે પોતાનાં જ રહે છે, તેથી ઉલટું જો અવળો વ્યવહાર ચલાવીએ તો પોતાનાં પણ પારકાં બની જાય છે.

તમે કોઇ પણ જાતના, બદલાની આશાથી સગાં વહાલાં પ્રત્યે ચાહના દર્શાવતાં નહિ. એ તો એક જાતની ખરીદ વકરાની બાજી થઇ ગણાય. એમ તો હોટેલ વાળા પણ લોકોને 'પધારો શેઠીઆ' કહી ખૂબ આદરમાન આપે છે.

ઇશ્વરે જો તમને પૈસો આપ્યો હોય તો એમ ન ધારતાં કે તે બધો તેણે તમારા વ્યવહાર માટે જ આપ્યો છે. તેમાંનો કેટલોક ભાગ ઇશ્વર તમારી મારફત બીજા કોઇને આપવા માટે તમને સોંપ્યો છે. તો પછી તમે સત્કાર્યમાં નાણું ખર્ચી શા માટે સૌભાગ્યશાળી નથી થતાં? દુનિયામાં લોકોનો તો પાર નથી છતાં પ્રભુએ તમને

વિશ્વાસ પાત્ર ગણી પૈસો આપ્યો છે, એમ માની શા માટે તમારું જીવન સાર્થક નથી કરતાં !

ઇશ્વર સર્વ ભૂતમાત્રમાં વસી રહ્યો છે. તમે બીજા પર ઉપકાર કરશો તો તેથી ઇશ્વરનું હિત થવાનું છે. તમને એ પણ જણાશે કે પ્રભુ કોઇના પણ હાથે તમારો એ ઉપકાર કોઇ પણ વખતે વ્યાજ સાથે તમને વાળી આપશે. અને કદી એમ ન બન્યું તો પણ શું ! તમે કંઈ બદલા ખાતર તો ઉપકાર કર્યો નથી. જે કંઇ કરો તે ઇશ્વર ખાતર કરો અને કૃતાર્થ થાઓ.

## [ગ] ભિક્ષુક

ભિક્ષુક વિષે અતિથિ સત્કારના પ્રકરણમાં થોડુંક કહેવાઇ ગયું છે. કુટુંબી હોય, અતિથિ હોય કે ભિક્ષુક હોય, તમારે બારણે જે કોઈ આવી ઉભું રહે તેને એક મૂઠી અનાજ આપો કે ન આપો એ જુદી વાત છે, પરંતુ તેના પ્રત્યે કઠોર વચનો તો ન જ ઉચ્ચારતાં. કઠોર વાણી વદવાનો તમને શો અધિકાર છે? મીઠાં વચનો બોલવાં, સભ્યતા દર્શાવવી, સારી વર્તણૂંક ચલાવવી, એમાં કંઈ પૈસા બેસવાના હતા? તમે ધન, જન, યશ, માન, વિદ્યા વગેરેમાં કમ નથી તો પછી મીઠાં વચનો બોલવામાં અને પરોપકાર કરવામાં શા માટે ઓછાં ઉતરો?

વળી તમે એમ ન ધારતાં કે તમે તેને આશરો નહિ આપો એટલે પરમેશ્વર તેને નિરાશ્રિત રાખશે. તમે તજી દેશો પણ પ્રભુ નહિ તજી દે. તમે તેનું ભલું નહિ

કરો તો તમારા કરતાં વધારે લાયક માણસ દ્વારા પ્રભુ પોતાનું કામ સાધશે. તમે જે નથી કરવાનાં તે કામ થવાનું તો છે જ. કેવળ તમે તમારા હાથને સાર્થક ન બનાવ્યો.

મુસલમાન મહાત્મા ઇબ્રાહીમની વાત તમે બરાબર ધ્યાનમાં ઉતારી રાખજો. ઇબ્રાહીમનો નિયમ હતો કે અતિથિને જમાડયા વિના પોતે ન જમવું. એક દિવસ બપોર ચઢયા, પણ અતિથિ ન આવી ચઢયો. એટલે ઇબ્રાહીમ પોતે જઇ રસ્તા પર જતા એક ઘરડા ને માંડ માંડ ચાલી શકતા માણસને બોલાવી લાવ્યા. તેને માનપૂર્વક જમવા બેસાડયો. પરંતુ તેણે જોયું કે અતિથિ ઇશ્વરને નૈવેદ્ય ધરાવ્યા વિના જમવા મંડયો. ઇબ્રાહીમે પૂછયું: 'ભાઈ, તું કેવો માણસ છે! ઇશ્વરને ધરાવ્યા સિવાય ખાવા બેસાય ?' અતિથિએ જવાબમાં જણાવ્યું, કે 'હું નાસ્તિક છું.' આ શબ્દ સાંભળતાં જ તેણે ગુસ્સે થઈ કહ્યું કે 'કાફર, તું ચાલ્યો જા.' એમ કહી તેને જમાડયા સિવાય ઘરઆથી હાંકી કાઢયો. બીજે દિવસે ઉપાસના વખતે મહાત્મા ઇબ્રાહીમમાં પ્રભુ પ્રેરણા થઇ કે 'હે ઇબ્રાહીમ! મેં જે માણસને રોટલો આપી સો વર્ષ જીવાડયો, તેને તું શું એક ટંકનું ભોજન પણ ન આપી શકયો ?'

## પ્રકરણ ૯ મું : સંસારનાં સુખદુઃખ અને ધૈર્ય

રાંધતાંચીંધતાં, ઉઠતાંબેસતાં, ખાતાંપીતાં, ગા વાછરૂની સેવા કરતાં, મે'માન પરોણાની પરોણાગત કરત સવારથી તે સાંજ સુધી ગૃહિણીને નવરાશ મળતી જ નથી અને આમ ઉભાંને ઉભાં રહેવાથી ઘણી વખત કંટાળાને પાર રહેતો નથી. કોઇકોઇ વખતે તો આ કંટાળાને લીધે "સંસારમાં સુખ જ નથી" એમ બોલનારાં પણ ઘણાં પડયાં છે. પરંતુ સંસારમાં સુખ પણ છે એ વાત તો નક્કી. જો સુખ ન હોય તો આટલી બધી ઘડમથલ ન વેઠતાં બધાં માણસો સાધુ સન્યાસી બની જાત.

કન્યા, વહુ અને ગૃહિણી રૂપે સ્ત્રીવર્ગને હમેશાં નવી નવી જંજાળમાં પડવું પડે છે. ક્રમેક્રમે આ જંજાળ વધતી જાય છે. કન્યાકાળમાં ખાઇએ, પીએ, મા જે કંઇ કહે તે કરીએ, ન કરીએ, ગાળો ખાઇએ, માર ખાઇએ, તો પણ આનંદથી કે અપમાનથી રમતાં ફરીએ છીએ. કન્યાકાળ એ બહુ મજાનો સમય છે.

કન્યાકાળ પૂરો થયો. હવે વધૂ અવસ્થા શરૂ થઇ. હવે બધાંનાં મન મનાવવાનાં રહ્યાં. પરંતુ હજુ સંસારનો પવન પૂરેપુરો વાયો નથી.

ત્યાર બાદ ગૃહિણી જીવન શરૂ થયું. એ કાળ નારી જીવનનો પૂર્ણ સ્ફૂર્તિનો સમય છે. કન્યા જીવન એ પાયો, વધૂ જીવન એ દિવાલ અને ગૃહિણી જીવન એ છાપરૂં.

કન્યાજીવનમા જે કેવળ રખ્યાકુદ્યા કરે છે, તેને વધૂ જીવનમા હજારો જંજાળ વેઠવી પડે છે, અને જે વધૂજીવનમાં સસારના કામકાજ શીખી લેતા નથી તેને સસારમાં પડયા બાદ અનેક જાતની હરકતો વેઠવી પડે છે.

પરતુ આ જંજાળ શાની છે? તમારા સસારની જ. તમારી જજાળો શી છે? પેલી સુરમા આવીને કહે છે કે 'મા મારે નિશાળે જવુ છે, મારા કપડા કયા?' સુશીલ આવીને કહે છે કે 'મા, હું ભીને લૂગડે ઉભો છુ, ટુવાલ આપને' ચાકર આવીને કહે છે, 'બા! રૂપીઓ કાઢી આપો. તેલવાળો માગે છે' છોકરી રસોડામાથી બૂમ પાડે છે, 'મા, ઘી કાઢી આપો' આ ચોતરફની માગણીથી તમે ગભરાઇ જાઓ છો તમારો ગુસ્સો એટલો બધો વધી જાય છે કે સુરમાને હડસેલી મૂકો છો, સુશીલને લાત મારો છો, રૂપીઓ આપવા જતા રૂપીઆનું પરચુરણ જમીન પર વેરી નાખો છો, ઘી આપવા જતા નવટાક ઘી જમીન પર ઢોળો છો આમ કમ થાય છે? સહેજ ધૈર્યની ખામીને લીધે સહેજ વ્યવસ્થાની ખામીને લીધે અને જે કર્ત્તવ્ય છે તેને જજાળ માની બેઠા છો તેને લીધે આ બધા તમારા કર્ત્તવ્ય છે. તમારા સસારના કામકાજ છે નાનપણથી જ કર્ત્તવ્યને નકામી જજાળ માની બેસશો તો ખરેખર આગળ ઉપર બધા કર્ત્તવ્યો જજાળ રૂપ બની જશે. અને એ બધી જજાળોને કર્ત્તવ્ય માની ધૈર્યથી ઉકેલશો તો તમને એ બધુ નકામુ દુઃખરૂપ નહિ લાગે.

ધૈર્ય એ જ સસારનો પાયો છે ધૈર્ય એ જ સસારને

ટકાવી રાખે છે. આ ધૈર્ય તમારે બાળપણથી જ પ્રાપ્ત કરવાનું છે. ધૈર્યને એક મહાન તપ માનજો. તેમ કરશો તો જંજાળ તમારી આગળ જંજાળના રૂપમાં નહિ રહે.

સહેજ ધૈર્ય ન રાખતાં એક ક્ષણમાં આપણે કેવું ધાંધલ મચાવી મૂકીએ છીએ. જે બોલવા જેવું ન હોય તે બોલીએ છીએ. જે કરવા જેવું નથી તે કરીએ છીએ. વળી આવી એક જ જાતની મુશ્કેલીઓ દરરોજ આવે છે અને આપણે આ એક જ પ્રકારે ધીરજ ગુમાવી બેસીએ છીએ. જો નાનપણમાં દરેક કામને કર્ત્તવ્ય માનીએ અને ધીરજ રાખવાની ટેવ પાડીએ તો આ બધી મુશ્કેલીઓ સંસારમાંથી પલાયન કરી જાય.

મનુષ્ય સુખની આશાથી સંસાર ખેડે છે. પરંતુ દુઃખ વેઠ્યા વિના સુખ મળવાની સંભાવના નથી. રાંધવામાં પડતી મહેનતને મહેનત ગણી હાથપગ જોડી બેસી રહીએ તો જમવામાં જે આનંદ પડે છે તે આનંદ કદી પ્રાપ્ત થશે ખરો? તેજ રીતે સંસારની મુશ્કેલીઓને મુશ્કેલીઓ માની બેસી રહીએ અગર ધીરજ ગુમાવીએ તો સંસારનાં સુખો આપણે કઇ રીતે ભોગવી શકવાનાં હતાં.

સંસારનાં સુખો તમારા હાથમાં છે. સંસારથી સંતોષ માનવો એ તમારા મનની વાત છે. પરમેશ્વર જે સ્થિતિમાં મૂકે તે સ્થિતિ વધાવી લેવાની ટેવ પાડો તો દુઃખ ભારે વસ્તુ નહિ લાગે, અને સંતોષ પણ તમારા દિલમાંથી કદી ચલાયમાન નહિ થાય. પ્રભુના કાર્ય ઉપર શું મારો તમારો હાથ ચાલવાનો છે? જો ન હોય તો પછી નકામું માથું

'કૂટવાથી શો ફાયદો? ભક્તિ અને ધૈર્યપૂર્વક એ સ્થિતિને સંતોષથી વેઠી લેવી એ આપણું કર્ત્તવ્ય છે. તમને.પ્રભુએ ૨૫ રૂપીઆ ન આપતાં ૧૦ આપ્યા તો તમે ગમે તેટલાં રડશો તેથી કંઇ બાકીના પંદર મળવાના નથી. તમે જ્યારે ૨૫ રૂપીઆને લાયક થશો ત્યારે વણમાગ્યે એ તમને આપી રહેશે. વળી તમે ૨૫ રૂપીઆ પ્રાપ્ત કરી તેની ભારે ખુશામત કરવી શરૂ કરશો તો પણ તે એવો ભોળો નથી કે તમને ૫૦ રૂપીઆ આપી દેશે. તેના ન્યાયનું માપ ભૂલ વગરનું છે. માટે યોગ્ય થાઓ. કર્ત્તવ્ય પાલન કરો.' ધૈર્યશીલ બનો. તે જે કંઇ આપે તે માથું નમાવી, સંતોષથી ગ્રહણ કરી લો. તેમ કરશો તો સંતોષ તમારો ત્યાગ કરશે નહિ. જંજાળ તમારી આગળ દુઃખ રૂપે દેખા દેશે નહિ.

## પ્રકરણ ૧૦મું : આનંદોત્સવ

આપણાં ઘર આનંદોત્સવ વિનાનાં થતાં જાય છે. જૂના તહેવારોમાંના કેટલાક વહેમરૂપ, કેટલાક બીન જરૂરી, કેટલાક નકામા બોજા રૂપ માની ધીમેધીમે તજાતા જાય છે હવે એ બાર માસને તેર તહેવારો જેવી સ્થિતિ રહી નથી. હવે આપણે અન્નપ્રાશન, વિવાહ, જનોઇ વગેરે પ્રસંગોમાં ચિત્ત ખોલી આનંદસાગરમાં મસ્ત બની શકતાં નથી. હોળીના તહેવારોમાં પીચકારી ભરી રંગ છાંટવો એ અસભ્યતા ગણાય છે. ગલાલ છાંટવો એ જંગલીપણું ગણાય છે. હવે આપણું ઘર લગ્નાદિ પ્રસંગોએ કુટુંબીજનોના કોલાહલથી પરિપૂર્ણ બનતું નથી. બાળકોના આનંદધ્વનિથી ગૂંજતું નથી. વૃદ્ધોના ખડખડાટ હસવાના પડઘા પાડતું નથી. એ મુક્ત હાસ્ય, એ મુક્ત આનંદ, હવે કાયમને માટે ગયાં તે ગયાં જ. બાળકથી માંડીને વૃદ્ધ સુધીના દરેકના મુખ પર એ આનંદ, એ ગમત, એ આરોગ્યની નિશાનીઓ હવે દેખાતી બંધ થઈ છે. આપણે કોણ જાણે કેવાં બની ગયાં છીએ. બાળકની સાથે યુવક ભળતો નથી, યુવકની સાથે વૃદ્ધ ભળતો નથી, એ પ્રાચીન આનંદ કોલાહલનું આજે તો મરણ નીપજ્યું છે!

આ કેમ બન્યું? આપણે સ્વાર્થી બની ગયાં છીએ. ઘેર પુત્રજન્મ થયો છે. આપણો આનંદ હવે આપણે કુટુંબી જનો, પાડોશીઓને વહેંચી આપવા તૈયાર થતાં નથી. તેઓની સાથે ભળવું એ હવે આપણે માટે આનંદનું કાર્ય

રહ્યું નથી. તેઓ બધાં જાણે પોતાનાં મટી પારકાં બની ગયાં છે. બીજાના આનંદમાં ભાગ લેવાનું પણ હવે બની શકતું નથી. તમારા છોકરાનું અન્નપ્રાશન તેમાં મારે શું? ભલેને પછી તમે કુટુંબી હો. ભલેને પછી તમે સાખપાડોશી હો. એક વાર વેઠ ઉતારવાની માની ડોકિયું કરી આવ્યાં એટલે બસ, થઇ ચૂકયું. તમારા કાર્યને, તમારા આનંદને કોઇપણ રીતે મારું કામ, મારો આનંદ માનવા તૈયાર નથી. તેમ એ કાર્ય ખાતર તનતોડ મહેનત કરી તૂટી મરવા તૈયાર નથી. મારે કામનો કયાં પાર છે? એવાં નકામાં કામમાં વખત ગુમાવવાનો મને ક્યાં સમય છે? આનંદમાં ગુલતાન બની જઇએ તો વળી લોકો પણ શું કહે?

પરંતુ આ આનંદ, આ ઉત્સવ જીવનને માટે બહુ જરૂરની વસ્તુ છે. એ થાકેલાં મનને પ્રફુલ્લ કરે છે, કંટાળી ગએલાં મનને જાગ્રત બનાવે છે. વરસમાં જેમ એકાદ બે વાર હવા બદલો કરવો એ આપણને જરૂરી લાગે છે. રોજ મિષ્ટાન્ન ખાનારને કોઇ વેળા રોટલાનું પણ મન થાય છે. એકને એક જ ચીજ જોનારને બીજી વસ્તુ તરફ આંખ ફેરવવાનું મન થાય છે, તે જ રીતે બારે માસ એકને એક કર્ત્તવ્યનિષ્ટ જીવનને માટે હસી કૂદી મજા કરવાની પણ તેટલી જ જરૂર છે. સંસારની મુશ્કેલીઓ તમારા મનને રૂંધી દે તો એકવાર નિર્મળ આનંદ વડે તેને પ્રફુલ્લ કરી લો. અને આ સ્થિતિ અગાઉથી વિચારીને જ આપણા સમાજનેતાઓએ બાર માસમાં તેર તહેવારોની સૃષ્ટિ રચી

છે. એ તહેવારોની સૃષ્ટિના બચાવની જવાબદારી તમારા પર પડી છે. તમે એ તહેવારોને હજુ બચાવ્યા છે અને ભવિષ્યમાં તમારે તેને બચાવવા જોઈએ.

આ જીવનહીન સમાજમાં એ જીવનમય આનંદ પ્રગટાવવાનું કામ તમારું છે. અને એ ખાતર આપણે એકત્ર મળી સ્વાર્થપરાયણતા ઓછી કરતાં જવાની છે. આપણે બીજાના દુઃખે દુઃખી અને બીજાનાં સુખે સુખી થવાની ટેવ પાડવી જોઈએ. પાડોશી, ગામવાસી, દેશવાસી ગમે તેના આનંદોત્સવમાં ભાગ લેવાની ટેવ નાનપણથી પાડવી જોઇએ. મારું ઘર આનંદહીન હોય તો હું તમારે ઘેર આવી તમારા આનંદમાં ભાગ પડાવીશ. તમારે ઘેર આનંદ નહિ મળે તો બીજા કોઇને ઘેર તો અવશ્ય મળશે જ. અને તેમ થશે ત્યારે બીજાના આનંદમાં આપણાં દુઃખો પણ જરૂર ડૂબી જશે.

## પ્રકરણ ૧૧ મું : બાળઉછેર

બાળકોને ખવરાવી પીવરાવી મોટાં કરવાં એટલે આ કર્ત્તવ્ય પૂરું થયું એમ માનવું નહિ. તેઓને વિદ્યા, બુદ્ધિ, યશ, માન, ધર્મ, કર્મ અને સજ્જનતામાં મહાન બનાવવાં એ જ ખરો બાળઉછેર છે.

જેની આગળ પાછળ કોઈ નથી એવાં છોકરાં પણ આ પરમેશ્વરના રાજ્યમાં ખાઈ પી મોટાં થાય છે. પશુપક્ષીમાં તો માબાપ બહુ થોડો કાળ બચ્ચાંઓને ખવરાવે પીવરાવે છે. ત્યાર પછી તેઓ ખાઈ પી પોતાની મેળે મોટાં થાય છે.

લોકો કહે છે કે 'છોકરાંને માણસ બનાવવાં એ કેટલું કઠણ કામ છે તે મા જ જાણે છે.' બે વરસનાં છોકરાંને ત્રણ વરસનું બનાવવું એ કઈ એટલું બધું કઠણ નથી, પરંતુ તેને ખરું મનુષ્ય બનાવવું એ જ ખરું મુશ્કેલ કામ છે. પુત્રને આજ્ઞાંકિત, આરોગ્ય, વિદ્વાન, સત્યપરાયણ, જિતેન્દ્રિય, પરોપકારી અને ધાર્મિક બનાવવો એમાં જ ખરું કર્ત્તવ્ય આવી રહ્યું છે. પુત્રને એવા સદ્ગુણોથી વિભૂષિત બનાવીએ ત્યારે જ તેને મનુષ્ય બનાવ્યો ગણાય. નહિ તો પરમેશ્વરે તેને આકારમાં તો માણસ બનાવ્યો જ છે! પરંતુ તેને મનુષ્ય નામને યોગ્ય બનાવવાનું કામ માતા પર નાખ્યું છે. જે મા જેટલે દરજ્જે આ જવાબદારીવાળાં કામને ઉકેલી શકે છે, તેટલે દરજ્જે તે મા નામને યોગ્ય બને છે.

છોકરું માંદું પડે તો દવા કરીએ, દાક્તર બોલાવીએ, સાવચેતી રાખીએ, ખાવા ન આપીએ વગેરે અનેક ઉપચારો કરીએ છીએ. પરંતુ તે જૂઠું બોલે તો તેને સુધારવા કંઇપણ પ્રયત્ન કરતાં નથી. જેમ તાવની દવા અવશ્યની છે, દવા ન આપીએ તો તાવ વધતો જાય છે, તેમ અસત્યવાદીપણું પણ યોગ્ય ઉપચાર ન લઇએ તો દહાડે દહાડે વધતું જ જાય છે. જે મા નાનપણથી જ છોકરાંના આરોગ્ય સામું ન જુએ તેનાં છોકરાં મોટપણે ખૂબ દુઃખ ભોગવે છે. તેમ જે મા તેના સદ્‌ગુણો પોષવા તરફ દૃષ્ટિ રાખતી નથી તેનાં છોકરાં મોટપણે મિથ્યાવાદી અથવા ચોર થાય તો તેમાં શી નવાઇ છે?

જે માતાની દૃષ્ટિ સંતાનોના શરીર ને મન બંને પર રહે છે, તે જ ખરી મા છે. છોકરાં આજ્ઞાંકિત થશે કે ઉદ્ધત થશે, સારાં થશે કે ખરાબ થશે, સત્યવાદી થશે કે મિથ્યાવાદી થશે, સરળ થશે કે કુટિલ થશે, પરોપકારી થશે કે હિંસક થશે, સંયમી થશે કે અસંયમી થશે, બહાદુર બનશે કે બીકણ થશે, તેની ચૌદ આના જવાબદારી માની છે. સ્તનપાન દ્વારા દૂધ આપે છે તેમ જે મા સંતાનને સજ્જન બનાવવાની વ્યવસ્થા કરતી નથી, તેને મા કહી શકાય જ નહિ. મા થવું એ કંઇ સહેલી વાત છે!

કેટલી બધી નાની નાની બાબત દ્વારા, સામાન્ય ગફલતીને લીધે બાળકના ચારિત્રમાં દોષના ડાઘ લાગી જાય છે, તે સંપૂર્ણ રીતે વર્ણવી શકાય તેમ નથી. દૃષ્ટાંત તરીકે હાઉની બીક બતાવવાની વાત લઈએ. છોકરું ઊંઘતું નથી.

તેને રમવું છે. પરંતુ માનું કામ પડયું રહ્યું છે. તે છોકરાને ઊંઘાડવા મથે છે. છોકરું ઊંઘતુ નથી. છેવટે તે એક ઉપાય અજમાવે છે. 'એ મા, હાઉ આવ્યો.' પેલી બારીએથી ડોકિયું કરે છે. આંખો ફાડે છે. ઊંઘી જા, ઊંઘી જા. નહિ તો તને પકડી જશે.' છોકરું બીકનું માર્યું આંખો મીંચી દે છે. મા કહે છે કે 'ના, ના,'તું જતો રહે. ભાઈ ઊંઘી ગયો છે.' છોકરાંને માની બીક નથી, બીક છે પેલા હાઉ નામના કલ્પનિક પ્રાણીની.! ઘોડિયામાં છોકરું હાઉની બીકથી સદા ભડકેલું જ રહે છે. મોટપણે પણ એ હાઉ તેની છાતી પર ચઢી તેને હિંમતવાન બનવા દેતો નથી. અંધારું જુએ છે ને બીએ છે. એકાંત જુએ છે ને રડે છે. બાળક મોટું થાય છે એટલે હાઉની બીક બતાવી ઊંઘાડી શકાતું નથી. કારણ કે તે સમજી જાય છે કે હાઉ તો એક કાલ્પનિક પદાર્થ છે. પરંતુ તેની અસર તો તેના મગજ પર રહી તે રહી. હવે તે એકલું રહી શકતું નથી. મા તેને એકલું મૂકી કયાંય જઇ શકતી નથી. એક થોડી મુદ્દતના સુખને માટે માએ પોતાનાં છોકરાંને કેટલું નુકસાન કર્યું! થોડા સ્વાર્થને માટે છોકરાંને કાયમનું બીકણ ને બાયલું બનાવી દીધું. તેના મગજ પરથી હાઉનો ભય હવે કદી ખસવાનો નથી.

બાળકના મગજ પર આ બનાવથી બીજી અસર એ થઇ કે નાની નાની બાબતોમાં જૂઠું બોલવું, એમાં કંઈ દોષ નથી. જરૂર પડે તો છોકરાંને એવું કંઇ બોલી છેતરી શકાય. એવી સજ્જડ છાપ તેના પર પડી. નાની

બાબતમાં અસત્ય ઉપર પણ જો બાળપણથી તિરસ્કાર પેદા કરાવી ન શકાય તો પછી મોટી અસત્ય બાબતો પ્રત્યે પણ તેને તિરસ્કાર પેદા થતો નથી. ધીમે ધીમે નાની નાની બાબત મધ્યમ બને છે અને મધ્યમ બાબત મોટી બને છે. આમ નાનું અસત્ય છેવટે અતિ મહાન અસત્યનું રૂપ પકડે છે. ક્રમે ક્રમે તેવી ટેવ પડી જાય છે. અસત્યમાં વળી આવા ભેદભાવ શા? નાનો સાપ પણ વિષધર છે, મોટો પણ વિષધર છે.

નાનપણથી જ અસત્યવાદીપણું અટકાવવું જોઇએ. સર્વ પ્રકારનાં જૂઠાણાં પર તિરસ્કાર પેદા થવો જોઇએ અને સત્ય બોલવાની ટેવ પાડવી જોઇએ. છોકરાને તાવ આવ્યો છે. તે કહે છે, 'મા, હું દવા નહિ પીઉં!' મા કહે છે કે 'એ તો કેમ ચાલે? થોડી પી લે.' છોકરો કહે છે કે 'જો થોડા પેંડા આપે તો પીઉં.' મા કહે છે 'વારૂ, પીતો ખરો. પછી પેંડા આપીશ.' મા છોકરાને છેતરવા માગે છે. પહેલી વાર તે છેતરાયો પણ ખરો. પરંતુ બીજી વાર તે એ રીતે છેતરાતો નથી. હવે કહે છે કે 'પેંડા મારા હાથમાં આપ, પછી હું દવા પીઉં. તું વારંવાર જૂઠું બોલી મને છેતરે છે.' હવે મા ગુસ્સે થઈ એ રોગી છોકરાને બે લાતો ચોડી કાઢે છે અને દવા ખાળ પર ઢોળી નાખે છે.

પરંતુ તમારે આમ કદી કરવું નહિ. કોઇને કદી છેતરો નહિ. બાળકને પણ નહિ. છોકરાં પોતાનું કહ્યું ન માને એ શું માબાપને માટે શરમની વાત નથી? એ શું

શરમની વાત નથી કે પોતાના પેટનું છોકરું પણ પોતાની વાત પર વિશ્વાસ રાખતું નથી !

વચન બોલતા પહેલાં વિચાર કરવો. એક વાર બોલાઈ ગયું તો પછી તેને પાળવું રહ્યું. જો કહો કે 'ભાઇ, તને પેલું રમકડું આપીશ. દવા પી જા.' બસ, થઇ ચૂક્યું. રમકડું આપવું જ જોઇએ. પછી ભલેને તે રમકડું કીંમતી હોય. છોકરું તે એક ક્ષણમાં ભાંગી ચૂરેચૂરા કરી નાખે તેવું હોય. પરંતુ તમારા વચનના રક્ષણને ખાતર એટલું નુકસાન વેઠી લેવું જોઇએ. તમારું એ મૂલ્યવાન રમકડું ભાંગી જાય તેથી અમને જરા જેટલું પણ દુઃખ થશે નહિ. પરંતુ તમારા મુખનું વચન જો તમારે પોતાને હાથે ચૂર્ણ થશે તો અમારા દુઃખનો પાર રહેશે નહિ.

તમારી દેખાદેખીથી પણ બાલક જૂઠું બોલતાં શીખે છે. તે કંઇ જૂઠું બોલતાં શીખી જન્મેલું હોતું નથી. માબાપના વાંકથી જ તે અસત્યવાદી બને છે. માટે જો, બાળકને સત્યવાદી બનેલું જોવા ઇચ્છતાં હો તો કદી જૂઠું બોલતાં નહિ. અસત્યને આશરો ન આપો. ઘરમાં સત્યવાદીપણાનું વાતાવરણ ફેલાવી મૂકો. બધાં પર એવી છાપ પાડો કે તમારી પાસે જૂઠાણું કદી નભતું નથી; સેંકડો બીજા અપરાધોની તમે માફી આપો છો, પરંતુ જૂઠાણા સબબ કદી કોઇને માફી આપતાં નથી; જૂઠાણાને તમે કોઢના રોગ કરતાં પણ વધારે ધિક્કારો છો. વૉશિંગ્ટનના પિતાની માફક સત્યવાદીપણાના સાહસનાં હમેશાં બખાણ કરજો. તમારી મૂલ્યવાન ચીજ નષ્ટ થઈ

જાય પરંતુ બાળકના સત્યવાદીપણા આગળ એ ચીજને તુચ્છ ગણી સત્યને તેનાથી વધારે કિંમતી ગણવાની ટેવ રાખશો.

આપણી ચોમેર જૂઠાણાના પ્રવાહ ધોધમાર વહ્યા જાય છે. આ બધા પ્રવાહ સામે લડતાં છતાં તમે સફળ ન થાઓ તો નિરાશ થતાં નહિ. આપણી રગેરગમાં ફેલાઈ રહેલું જૂઠાણું કંઈ બે ચાર દિવસમાં દૂર થવાનું નથી. તે દૂર થતાં બહુ વિલંબ થશે. પરંતુ તમારા દૃઢ નિશ્ચયનાં ફળો તમે આખરે જોઈ શકશો. સારી ઇચ્છાનો સહાયક પરમેશ્વર છે. તેના પર આધાર રાખી સંતાનને સન્માર્ગે રાખવાનો પ્રયત્ન કરશો.

બાળકોના ચરિત્રનો પાયો આજ્ઞાંકિતપણું છે. નાનામાં નાની બાબતમાં પણ બાળક તમારું કહ્યું ન માને એમ કદી ન બનવું જોઇએ. છોકરાંની હઠ તમારી આજ્ઞા કરતાં કદી પણ વધારે બળવાન થાય એ ચલાવી લેતાં નહિ. નજીવીમાં નજીવી બાબતમાં પણ તે કુટેવને બળવાન બનવા દેતાં નહિ. તમારા મુખના વચનની શું કંઇ કિંમત નથી? બાળકના મનમાં કદી એવો ભાસ થવા દેતાં નહિ કે માનું કહેલું સાંભળ્યું તોય શું ને ન સાંભળ્યું તોય શું. માનું કહેલું ન ગણકારીએ એ કદી ચાલવાનું નથી, એવી દૃઢ ધારણા તેના મનમાં બંધાઈ જવી જોઇએ. કહેલું ન માનવા સબબ બાળક પર સખ્ત થવું પડે તો થવું એ જ કર્ત્તવ્ય છે, કારણ કે આજ્ઞાંકિતપણા વગર સંસાર ચાલતો નથી. એક દિવસ નહિ પણ એક ક્ષણ પણ ચાલતો નથી.

જો તમે તેને તમારી આજ્ઞા પાળ્યા સિવાય એક વખત પણ જવા દેશો તો તેને તેવી ટેવ પડશે અને પાછળથી તે ટેવ સુધારવી કઠણ થઈ પડશે. આજ્ઞા ઊઠાવવી એજ મનુષ્યનો સર્વ શ્રેષ્ઠ ગુણ છે. બાળપણ એ એ સદ્ગુણ કેળવવાનો સર્વ શ્રેષ્ઠ સમય છે. એ તક એક વાર હાથમાંથી ગઇ તો જીવનમાં પાછી કદી આવવાની નથી.

નાની નાની બાબતોની ઉપેક્ષા કરવાથી છોકરાંના ચારિત્રમાં કેટલા બધા દોષ આવી પડે છે તેનું કંઈ ઠેકાણું નથી. જેને આપણે નજીવી બાબત ગણી કાઢીએ છીએ તે વાસ્તવિક રીતે નજીવી હોતી નથી. બાળકના હાથમાં એકાદ પેન્સિલ જોવામાં આવી. મા પૂછે છે કે 'આ પેન્સિલ તને ક્યાંથી મળી?' બાળક કહે છે કે 'પડેલી હતી તે મેં લઈ લીધી.' મા આટલા જવાબથી સંતોષ વાળી બેસે છે. તે વિચારે છે કે 'પડેલી પેન્સિલ ઉપાડી લીધી તેમાં શું થઇ ગયું?' પરંતુ આ વિચારશ્રેણીમાં એક મહાન અપરાધનો પાયો નંખાય છે તેનું તેને ભાન રહેતું નથી. પડેલી ચીજ મળી આવે તો શું તે પાસે રાખવી? પડેલી ચીજ મળે અને તે રાખીએ તો શું ગુનો નહિ ગણાય? કેવી રીતે? ધારો કે એ પડેલી ચીજ પેન્સિલ ન હોતાં એકાદ મોહનમાળા છે. તો તમે શું કરત? તમે કહેશો કે માળા ને પેન્સિલના વચ્ચે તો બહુ તફાવત છે. વળી કહેશો કે માળાના માલિકને તો ખોળી શકાય પણ પેન્સિલના માલિકને ખોળી શકાય નહિ. પરંતુ શું વાસ્તવિક રીતે માળા અને પેન્સિલની ચોરી વચ્ચે બહુ તફાવત છે? જો

પેન્સિલનો લોભ અટકાવી શકતું નથી, તે માળાનો લોભ શી રીતે અટકાવી શકે ? પેન્સિલની ચોરી એ જ તેની પરીક્ષા છે. સોનાની માળા ચોરવાનો પ્રસંગ જિંદગીમાં ભાગ્યે જ આવે છે, પરંતુ પેન્સિલ, કલમ, પેન વગેરે ચોરવાના પ્રસંગો અતિ નાનપણમાં પ્રાપ્ત થાય છે. પેન્સિલ પરથી ખડિયો, ખડિયા પરથી નોટ, નોટ પરથી ચોપડી, ચોપડી પરથી પૈસા, પૈસા પરથી દાગીના એમ ક્રમે ક્રમે ચોરીનો અભ્યાસ પાઠ વધતો જ જાય છે. આ રીતે પડેલી ચીજ લઈ લેવી એ ચોરીનું પહેલું પગથિયું ગણાય.

ચોરી આટલી બધી તિરસ્કાર લાયક કેમ છે તે બાળકને સારી રીતે સમજાવી દેવું જોઈએ. માણસ ચોરી કેમ કરે છે ? તેની પાસે નથી, બીજાની પાસે છે માટે; પોતાની પાસે નથી તે બીજાની પાસેથી લેવા માટે માણસને લાલચ થાય છે અને તેથી તે ચોરી કરે છે. શા માટે ? જે તે પોતે મહેનત કરી પેદા કરતો નથી અથવા જે તેના કોઈપણ પૂર્વજે મહેનત કરી પ્રાપ્ત કર્યું નથી તે લેવાનો પ્રયત્ન શા માટે કરવો ? જે આળસુ હોય તે જ પારકી ચીજ લે. જે ઉદ્યોગી છે, શક્તિમાન છે તે તો પોતે જ પોતાને જોઈતી ચીજ પેદા કરી લે. શું પેન્સિલ આપણને આપણી મા પાસેથી મળવાની નથી ? ચોરેલી પેન્સિલ શું વાપરી શકાય ? શું આપણા પિતા આપણને એક પેન્સિલ ખરીદવા જેટલા પૈસા આપી શકે તેમ નથી ? તો પછી બીજાથી ચીજને શા માટે અડકવા જવું ! જે હલકું માણસ હોય તે જ પારકી ચીજને અડકે છે.

પેન્સિલ કોની છે તેની તપાસ ન કરી શકો એટલે શું તે તમારી થઇ ચૂકી? જેણે એના પૈસા આપ્યા છે તેની તે ચીજ ગણાય. પડેલી ચીજ મળે તે કંઈ પોતાની થઈ જાય નહિ. પેન્સિલના તમે પૈસા ન આપ્યા હોય તો તમારાં બાળકને તે લેવા દઇ, એવી હલકટ વૃત્તિને આશ્રય આપવાનું કારણ શું છે? જો પેન્સિલ વખતે તેનું કર્ત્તવ્ય બરાબર સમજાવશો તો માળા વખતે તે પોતાનું કર્ત્તવ્ય બરાબર નક્કી કરી શકશે.

બાળક એક પક્ષીને પગે દોરી બાંધી ઉડાડે છે. મા જો આ બાબતને જતી કરે તો તે આગળ જતાં માણુસના પગે દોરી બાંધતાં અચકાશે નહિ. આવાં બધાં કામો વખતે માતાએ દૃઢ ચિત્ત રાખી સંતાનને અટકાવવું જોઇએ. નહિ તો આગળ ઉપર જણાશે કે એ બધું હવે હાથથી ગયું છે.

વિવેક અને સૂજનતામાં કોઈથી ઉતરતાં ન ગણાતાં સંતાનોને પણ બાળપણથી આ બાબતની કેળવણી આપશો. પૂજનીય અને ઘરડાઓને નમન કરવું એ પણ ટેવ હોય તો જ કરી શકાય છે. એવાં માણસો પણ છે કે જે ટેવ ન હોવાને લીધે ઉંમરમાં મોટા હોય તેને નમન કરવાની ઇચ્છા હોય છતાં કરી શકતા નથી.

છોકરાં જેવું દેખે તેવું શીખે છે. થોડાં વર્ષ પહેલાંની વાત છે. એક સારી પેઠે કેળવાએલો માણસ એક મજબૂત શરીરવાળા ભિક્ષુક સાથે વાદવિવાદમાં ઉતર્યો હતો. તેની નાની છોકરી નજીક ઊભી હતી. પેલો માણસ ભિક્ષુકને

કહેતો હતો કે 'તમે મજૂરી કરી શકો તેમ છો, તો પછી શા માટે કરતા નથી ?' ભિક્ષુકે અનેક બહાનાં બતાવ્યાં છેવટે તેણે કહ્યું, કે 'ભાઈ, તમારે ન આપવું હોય તો ના પાડો, અમે બીજે ઘેર જઈએ. અમે તમારી સાથે વાદવિવાદમાં ઉતરી શકીએ નહિ.' પેલા ગૃહસ્થે કહ્યું: 'વારુ, ત્યારે તેમ, જાઓ નહિ આપું.' ભિક્ષુક ચાલ્યો ગયો. પેલી નાની છોકરીએ આ બધા પ્રસંગોમાંથી 'નહિ આપું' શબ્દ પકડી રાખ્યો. કોઈ પણ ભિક્ષુક આવે કે તરત તે બહાર દોડી જાય અને મોટેથી કહે 'નહિ આપું, જાઓ.' આ જોઈ પેલા સદ્‌ગૃહસ્થનું મગજ ઠેકાણે આવ્યું. તેણે દરરોજ એ નાની બાળકી પાસે બધા ભિખારીઓને ચપટી લોટ આપવાનો નિયમ કર્યો.

મા કડવા બોલી હોય તો છોકરી મીઠા બોલી કદી થવાની નથી. જો મા સહજમાં ગુસ્સે થાય અથવા કજીઓ કરી બેસે તો તેની છોકરી તેનું અનુકરણ કરશે જ, એમાં કોઈ પણ જાતનો સંદેહ નથી. જો તમે તમારી છોકરીને પતિ પ્રત્યે શ્રદ્ધા રાખનારી બનાવવા માગતાં હો તો પ્રથમ તમારે તેવાં થવું જોઇએ. જો દીકરીને મધુરભાષિણી બનાવવા માગતાં હો તો તમારે પણ મધુરભાષિણી બનવું જોઇએ. જો તેને ધીરજવાળી બનાવવાની ઇચ્છા હોય તો તમારે પ્રથમ ધૈર્યવાન બનવું જોઇએ. બાળકો સ્વભાવથી જ અનુકરણશીલ છે. પરંતુ ગુણ કરતાં દોષનું અનુકરણ સહેલું છે. એ માટે તેઓમાં માના ગુણ ઉતરે કે નએ ઉતરે પણ દોષ તો અવશ્ય ઉતરવાના જ.

એક પ્રખ્યાત વિદ્વાને કહ્યું છે કે પુત્ર પિતાને 'પુ' નામના નર્કમાંથી તારે છે,' એમ કહેવાય છે. આ વાત આવતા જન્મમાં ખરી પડે કે ન પડે પરંતુ આ જન્મમાં તો તેની સત્યતા બરાબર અનુભવાય છે. કારણ કે પુત્રને સદ્ગુણી બનાવતા પહેલાં પિતાને પોતાનું ચારિત્ર સુધારવું પડે છે. પિતાનું કર્ત્તવ્ય છે કે પુત્રને ભણાવવો ને સદ્ગુણી બનાવવો. એ બંને કર્ત્તવ્યો બજાવતાં તેની નજર પોતાના સેંકડો દોષો પર આપોઆપ પડે છે. ચોપડીઓમાંનો ઉપદેશ, કે જે પોતે કદી અનુભવમાં ઉતાર્યો ન હોય, તેવો પુત્રને ઉપદેશ આપવા જતાં તેને પોતાનાં ચરિત્રછિદ્રો તરફ દૃષ્ટિ કરવી પડે છે. આ પ્રમાણે પુત્ર પિતાને 'પુ' નામના નરકમાંથી તારે છે.

આ વાત તદ્દન સાચી છે. છોકરી જો પોતાની માતાને પોતાના પિતા સાથે લડતી ઝઘડતી જુએ, કડવાં વચન બોલતી સાંભળે, તો પછી એવી આશા રાખી શકાય નહિ કે તે પરણ્યા બાદ તેના પતિ સાથે તેવું વર્ત્તન નહિ ચલાવે. મા તેને કયે મોઢે ઉપદેશ આપશે કે 'પતિનું કહ્યું કરજે, કડવાં વચનો બોલવી નહિ, કજીઆકંકાસ કરતી નહિ.'

આ બાબતની કેળવણી નિશાળમાં આપી શકાતી નથી. શીખવું એટલે કંઇ મોઢે કરવું નહિ પણ અભ્યાસ કરવો. એક એક નીતિ દ્વારા જ્યારે તમારા ચારિત્રનો એક એક અંશ અભ્યાસના બળ વડે ઘડાઇ રહેશે, ત્યારે તમને ખરી કેળવણી મળી એમ સમજાશે. એવી કેળવણીનું સ્થળ ઘર છે. ઘર એજ ચારિત્રની કેળવણીની ખરી નિશાળ

છે. પિતા, માતા ને બીજાં મોટેરાં તે શાળાના શિક્ષકો છે. અમે તો તમને અને તમારા ગુરુ જનોને આ વાત યાદ કરાવી દૂર રહીએ એટલું જ. વખતે કંઈ ભૂલ દેખાય તો સુધારવાનો પ્રયત્ન કરીએ એટલું જ. તો પણ તમે જાતે પ્રયત્ન કરી પોતાના ચારિત્રને મોટેરાં અને શિક્ષકોના ઉપદેશ મુજબ ઘડશો. એમ કરવાનો આગ્રહ રાખશો. લોકોને જેમ પૈસા પેદા કરવાની લત હોય છે, સ્ત્રીઓને જેમ ઘરેણાંની લત હોય છે, તે જ રીતે તમે આ બધી કમાણીમાં શ્રેષ્ઠ કમાણી રૂપ, બધા દાગીનામાં શ્રેષ્ઠ દાગીનારૂપ ચારિત્રને પ્રાપ્ત કરવા તનતોડ પ્રયત્ન કરશો. જો ચારિત્ર ન મળ્યું તો પછી કેળવણીથી શો ફાયદો ?

જાતે પ્રયત્ન કરો અને એ પરમદયાળુ પરમેશ્વરની દયા ઉપર આધાર રાખો. દરરોજ એ સર્વના સુધારનારને પ્રાર્થના કરો કે 'તમે જ મને સુધારો.' અને એમ કરશો એટલે કોયલા જેમ અગ્નિના સંયોગથી પ્રકાશિત બને છે તેમ તમે પણ તેના પ્રકાશથી પ્રકાશવંત બનશો.

બાળપણથી જ સંતાનોના મનમાં ઈશ્વરભક્તિનાં બીજ રોપવાનો પ્રયત્ન કરવો જોઇએ. સૂતાં, બેસતાં, ઊઠતાં, સુખમાં, દુઃખમાં કોઇ પણ અવસ્થામાં તે તેને ન વીસરે એવું શિક્ષણ આપશો તો સંસારની કોઇ પણ પીડા તેને સ્પર્શ કરી શકશે નહિ. અને તે પ્રહ્‌લાદની માફક સમસ્ત જગતને પવિત્ર બનાવવા શક્તિમાન થશે.

## પ્રકરણ ૧૨ મું : ગૃહિણીપણું

ઘર એ જ મનુષ્યની કેળવણીનું ક્ષેત્ર છે, ગૃહ એ જ તેની પરીક્ષાનું સ્થળ છે. કન્યા અને વહુની સ્થિતિમાં તમે જે કંઈ શીખ્યાં તેની પરીક્ષા ગૃહિણીરૂપે તમારે આપવાની છે. એ પરીક્ષામાં તમે પાસ થશો તો યશ, માન, સંપદ અને આનંદ તમને ઇનામ તરીકે મળશે. જો આ બધું પ્રાપ્ત કરવું હોય તો ગૃહિણી તરીકેની પરીક્ષા માટેની તૈયારી અત્યારથી કરવા માંડો.

નિશાળ અગર તો પાઠશાળાની કેળવણી તમને તમારા ચારિત્ર જેટલી કામ આવવાની નથી. ખરી પાઠશાળા તો આપણે માટે ઘર જ છે. ત્યાં આપણે ધીરજનાં ગ્રેજ્યુએટ થવાનું છે. ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવા બાબતમાં એમ. એ. ની પદવી લેવાની છે.

ગૃહિણીપણું એ બહુ મુશ્કેલ કામ છે. ગૃહિણી ગૃહ-સંસારનો સુકાની છે. સુકાની સાવચેત ને દૃઢ મનનો હોય તો જેમ નૌકાને ભય રહેતો નથી, તેમ ગૃહિણી કુશળ હોય તો ઘરસંસારનાં કામ કોઇ પણ જાતના કંકાસ વગર આનંદથી થાય છે.

ખરો સુકાની જેમ પોતાનો વિચાર કરતો નથી, કેવળ નૌકા અને તેમાં બેઠેલા કઇ રીતે બચે તેની જ ચિંતા કરે છે, તેમ ગૃહિણીએ પણ ચિત્ત પોતાની જાત પરથી ઉઠાડી સંસાર પર ચોંટાડવું જોઇએ. સંસારનાં તોફાનો,

કોલાહલ, વમળોમાં થઇ પોતાની નૌકા કઇ રીતે નિરાપદ રીતે કિનારે પહોંચાડવી એ જ તેનું લક્ષ્ય હોવું જોઈએ. એક પછી એક કેટલીય વિપત્તિઓ ગૃહસંસારરૂપી નૌકાને વારંવાર ઊંડા પાણીમાં ઘસડી જવાનો પ્રયત્ન કરે છે, પણ ગૃહિણીએ પાકા સુકાનીની પેઠે સુકાન દૃઢ હાથે પકડયું હશે તો કોઈ પણ જાતનો વાંધો નહિ આવે.

ખરા સુકાનીની માફક પોતે સ્વાર્થશૂન્ય બની ગૃહસંસારનાં બધાં માણસોનું સુખ શોધવું એ જ ગૃહિણીનું કામ છે; આ સંસારમાંનાં નાનાં મોટાં બધાં કઇ રીતે સુખમાં રહે, કઈ રીતે સંસાર ચાલુ રહે, એ બાબતની ચિંતા ગૃહિણીએ જ કરવાની છે. અને એ કામ સૌથી વધારે સખત છે. એ ચિંતા સર્વથી વધારે કઠણ છે.

પોતાના સંસારમાંનાં બધાં માણસોને સુખી રાખવામાં જ ગૃહિણી સુખ માનતી હોવી જોઇએ. પોતાના ભોજન પ્રત્યે, પોતાના પહેરવેશ પ્રત્યે, પોતાના સુખ પ્રત્યે તેનું ચિત્ત ચોંટતું નથી. તે સવારથી તે રાત સુધી કેવળ બીજાના સુખ ખાતર વૈતરું કર્યા કરે છે.

બધાં ગૃહિણીની ભૂલ કાઢે છે, પણ ગૃહિણી કોઇની ભૂલ કાઢતી નથી. તે સર્વદા હસતે સુખડે, પ્રફુલ્લ ચિત્તે, જુદી જુદી પ્રકૃતિના જુદા જુદા લોકોને સંતોષી બધાને ભક્તિ, પ્રીતિ, સ્નેહ વગેરેથી આકર્ષે છે.

સ્વાર્થશૂન્ય. ગૃહિણી સૂર્યના જેવી છે. બધાંને સમાન ભાવે પોતાના સ્નેહરૂપી કિરણોનું દાન આપે છે. બધાં

એમ માને છે કે ગૃહિણી મને સૌથી વધારે ચાહે છે, પણ ખરી રીતે તો ગૃહિણી કોઇને ઓછું ચાહતી નથી. ઘરની બિલાડી પર પણ તેની તેટલી જ પ્રીતિ છે.

કોઇ કહે છે ખાવા આપો. કોઇ કહે છે બજારમાંથી માલ ખરીદવા માટે પૈસા આપો. કોઇ કહે છે દવા લાવી આપો. કોઇ કહે છે કે આજે શું રાંધવું? પરંતુ ગૃહિણીને આથી કંટાળો છૂટતો નથી. આળસ આવતી નથી. તે બધાંને હસતે મુખે જવાબ આપે છે, સ્ફૂર્તિથી પોતાનું કામ કર્યે જાય છે.

હાથ વડે શાક સમારે છે, મુખ વડે છોકરાંની તકરાર ચૂકવે છે, બિલાડી દૂધ ન પી જાય તે માટે વહુને સાવચેત રહેવાનું કહે છે, પાડોશી આવે તો તેને યોગ્યતાપૂર્વક આદરમાન આપે છે, બધાની તરફ, બધા વિષયમાં તેની દૃષ્ટિ સમાન રહે છે.

તે સંપૂર્ણ સ્ફુર્તિમય છે. તે સૌની પહેલાં ઊઠે છે, સર્વની પછી સૂએ છે. તે બધાંને ખવરાવ્યા પછી ખાય છે. તેના રક્ષણ નીચેનું કોઇ આળસુ હોતું નથી. જેની જેવી શક્તિ તે મુજબ દરેકની પાસેથી કામ લે છે. તે જાણે છે કે ગૃહકાર્ય એ સ્ત્રીવર્ગનું મહાન કર્ત્તવ્ય છે અને તેથી જ આટલું બધું તેનું ગૌરવ છે. તે જાણે છે કે ગૃહકાર્ય એ મારી જાતિની શ્રેષ્ઠ કસરત છે. તેથી શરીરનું બળ વધે છે, મન આનંદી બને છે. તે જાણે છે કે ગૃહકાર્ય એ અતિ પવિત્ર વસ્તુ છે. તે સ્ત્રીજાતિને અતિ નિર્મળ કાર્યમાં ગૂંથી

રાખી પરનિંદા વગેરે ખરાબ કામો કરતાં અટકાવે છે. અને તેથી જ આવી ગૃહિણીના ગૃહસંસારમાં બધાં ઉદ્યમી હોય છે.

સમયસૂચકતા એ તેનો મુખ્ય સહાયક છે. એક વાર તે જે કામમાં છેતરાય તે કામ તેને સાવચેતીનું શિક્ષણ આપે છે. ભૂલ પણ આપણે માટે બીનઉપયોગી નથી એ વાત તે બરાબર સમજે છે. ભૂલ દ્વારા જે શિખામણ મળે છે તે બાબત કોમળ ભાવે તે બધાના દિલમાં ઠસાવે છે. કોઈની સહેજ જેટલી ભૂલ ખાતર આખું ઘર ચકવે ચઢાવવાની તેને ટેવ નથી. પોતાની ભૂલનો પણ સ્વીકાર કરવા તે સદા તત્પર રહે છે.

આદર્શ ગૃહિણી વિપત્તિમાં હિંમત હારતી નથી. આનંદમાં છકી જતી નથી. ધીરજમાં તે પર્વત જેવી અટલ છે. સ્નેહમાં તે સમુદ્રના જેવી ઊંડી છે. ઉદારતામાં તે આકાશ જેવી વિશાળ છે.

ક્રોધાંધ સામે ક્રોધ કરતી નથી. નિંદાનાં બદલામાં તેને મુખે નિંદાનો શબ્દ સંભળાતો નથી.

ન્યાય આપવામાં તે સદા પક્ષપાતશૂન્ય રહે છે. વિચાર કરવામાં તે અનિંદનીદય રહે છે. જે તેની આગળ હારે તેને પણ તેના પ્રત્યે ગુસ્સો ઉત્પન્ન થતો નથી. નાની મોટી ખરી કે ખોટી કોઈ પણ જાતની ફરિયાદ આવતાં તેનો ફેંસલો આપવામાં તે જરાકે આળસ કરતી નથી. તેની અદાલત કરતાં મોટી અદાલત બીજી એકેય નથી.

તેનું હૃદય સંતોષથી ભરપૂર રહે છે. તેનું મન સર્વદા ઇશ્વરભક્તિથી પરિપૂર્ણ રહે છે. સંપત્તિમાં કે વિપત્તિમાં તે કદી ઈશ્વરને વિસરતી નથી.

આદર્શ ગૃહિણીનું એક સુંદર ચિત્ર બંકિમ બાબુ તેની અમર નવલકથા દેવી ચૌધરાણીમાં દોરી ગયા છે. તેમાંથી નીચેનો ફકરો ઊતારી આ પ્રકરણ પૂરૂં કરીશું.

પ્રફુલ્લ કહે છે કે 'ગૃહધર્મ એ જ સ્ત્રીજાતિનો ધર્મ છે, રાજ કરવું એ તેનો ધર્મ નથી. આ સંસારધર્મ કરતાં વધારે કઠણ ધર્મ આ દુનિયામાં બીજો એકેય નથી. જુઓ, કેટલાક નિરક્ષર, સ્વાર્થી, બીનઅનુભવી લોકો સાથે આપણે પાનું પડયું હોય છે. તેમાંના કોઇને જરાય દુઃખ ન થાય, બધા સુખી થાય તેની વ્યવસ્થા કરવી એ આપણો ધર્મ છે. આ ધર્મ કરતાં કયો ત્યાગ કઠિન છે? આ કરતાં કયું પૂણ્ય મોટું છે? હું આ ત્યાગવ્રત ધારણ કરીશ.'

'પ્રફુલ્લે જે કહ્યું તે કર્યું. પોતાના ગૃહસંસારમાંનાં બધાંને ખરેખર સુખી બનાવ્યાં. સાસુ પ્રફુલ્લ દ્વારા એટલી બધી સુખી થઇ કે ને તેના હાથમાં બધી જવાબદારી સોંપી કેવળ સાગરના છોકરાને ખોળામાં લઇ ભટકવા લાગી. ધીમેધીમે સસરાને પણ પ્રફુલ્લના ગુણ સમજાયા. છેવટે જે કામ પ્રફુલ્લ ન કરે તે તેને ન જ ગમે એવી સ્થિતિ ઉત્પન્ન થઇ. સાસુસસરો પ્રફુલ્લને પૂછયા વિના કોઇ પણ કામ શરુ કરતાં નહિ. બ્રહ્મ ઠાકુરાણી પણ રસોડાંની બધી જવાબદારી પ્રફુલ્લ પર નાખી દૂર ખસી ગઈ. એ ડોશી હવે રસોડાંમાં બહુ પેસતી નથી. ત્રણ વહુઓ રાંધે છે;

પરંતુ જે દિવસ પ્રફુલ્લ એકાદ બે વાની પણ તૈયાર ન કરતી ત્યારે કોઈને જમવામાં જરાકે લહેજત પડતી નહિ; જમતી વેળા જેની સમક્ષ પ્રફુલ્લ ન બેસે તે પોતાને અરધું ભૂખ્યું માની ઊઠી જતું.

'પ્રફુલ્લને કોઈ પણ જાતની કામના હતી નહિ. તે કેવળ કામને ખોળ્યા કરતી. કામના એટલે પોતાનું સુખ ખોળવું. કામ એટલે બીજાનું સુખ શોધવું. પ્રફુલ્લ નિષ્કામ છતાં ધર્મપરાયણ હતી. પોતે એક અદ્વિતીય મહામહોપાધ્યાયની શિષ્યા હતી. પોતે મહાન પંડિત હતી તે વાત તો દૂર રહી પણ કોઇ જાણી પણ શકયું નહિ કે તેને અક્ષરજ્ઞાન છે કે નહિ. ગૃહધર્મમાં વિદ્યા પ્રગટ કરવાની જરૂર નથી. ગૃહધર્મનું બરાબર પાલન હમેશાં વિદ્વાન જ કરી શકે, છતાં તે વિદ્યા જાહેર કરવાનું સ્થાન નથી. જે વિદ્યા પ્રગટ કરવાનું સ્થળ નથી, ત્યાં વિદ્યા પ્રગટ કરે તે મૂર્ખ છે. ત્યાં તો જેની વિદ્યા પ્રગટ ન થાય તેજ પરમ પંડિત ગણાય.'

# ભાગ ત્રીજો

## ચારિત્રનું ઘડતર

### પ્રકરણ ૧ લું: ચારિત્ર, આજ્ઞાંકિતપણું અને માબાપ પ્રત્યે પૂજ્યભાવ

બીજા ભાગને છેડે તમને આદર્શ ગૃહિણી વિષે કહેવામાં આવ્યું છે. તમને શું એ સદા આનંદમયી આદર્શ ગૃહિણીને પૂજવાની ઇચ્છા થતી નથી? તેની પાસેર હેવાની મરજી થતી નથી? થાય છે? શા માટે? આમ થવાનું કારણુ કંઈ તેનું આદર્શ ચરિત્ર નથી? તેનામાં અનેક ગુણો છે કે જે સચરાચર જણાતા નથી. વળી આપણામાંના દોષો કે જે સર્વત્ર જોવામાં આવે છે તે તેનામાં જણાતા નથી. તે માટે જ તે લોહચુંબકની પેઠે પોતાના મધુર સ્વભાવ દ્વારા બધાંને પોતાના ભણી આકર્ષે છે. ટુંકામાં કહીએ તો તે બહુ સારી છે અને તેથી જ આપણને તેની પાસે રહેવાનું મન થાય છે.

તમે પણ એ ગુણોનો અભ્યાસ કરશો અને દોષોને તજશો તો તમારું ચરિત્ર પણ તેના જેવું જ ઘડાશે. તમે પણ તેના જેવાં જ સારાં બનશો. પરંતુ એટલું ધ્યાનમાં રાખશો કે એ વાત બહુ સહેલી નથી. તે માટે તો અત્યારથી જ દઢ ઈચ્છા અને ખાસ યત્નો કરવા જોઈએ. આદર્શ ગૃહિ-!

બનવા માટે શું શું કરવું જોઇએ તેમાંનું કંઇક આ ભાગમાં કહેવાનો ઇરાદો રાખ્યો છે.

સર્વ ગુણોનો પાયો આજ્ઞાંકિતતા છે. માણસમાં જો આજ્ઞાંકિતપણું હોય તો તે લોહચુંબકની પેઠે બીજા બધા ગુણોને ખેંચી આણે છે. અને તેના વિના બીજા બધા ગુણો પાછા ફેંકાય છે. અંગ્રેજોનું આવડું મોટું રાજ્ય એ કેવળ આજ્ઞાંકિતપણા વડે જ ચાલે છે. તમારો નાનો સરખો ગૃહસંસાર પણ એ ગુણથીજ ટકી રહ્યો છે. ચોમેર નજર ફેરવો. વિશ્વપિતાનું આ વિશાળ રાજ્ય એ જ ગુણ વડે ટકી રહ્યું છે.

તમારો નોકર જો તમારું કહેવું ન માને, તમે જો તમારા પિતાનું કહેવું ન સાંભળો, છોકરાં જો માનું કહેવું ન ગણકારે તો આ સંસાર એક ક્ષણ પણ ચાલે નહિ. ફોજદાર જો માજીસ્ટ્રેટનો હુકમ ન માને, અને માજીસ્ટ્રેટ જો ગવર્નરનો હુકમ ન સાંભળે, તો આ અંગ્રેજનું રાજ્ય નષ્ટભ્રષ્ટ થઈ જાય. ત્યારબાદ માનો કે વાયુ એક ક્ષણ વહેતો બંધ પડયો તો શું જીવજંતુ જીવશે? સૃષ્ટિ બચશે? ત્યારે વિચારી જુઓ કે તમારા નાના સરખા ગૃહસંસારથી માંડીને ઇશ્વરના આ વિરાટ બ્રહ્માંડ સુધીનાં કાર્યો કેવળ આજ્ઞાંકિતપણાને લીધે જ ચાલુ રહ્યાં છે. અનાજ્ઞાંકિતપણાનું સ્થાન તેમાં કયાંય નથી.

જો તમે તમારાં માબાપનો હુકમ નહિ માનો તો તમારાં નાનાં ભાઈબેનો તમારો હુકમ પણ નહિ માને. તમારી દેખાદેખીથી એ પણ હુકમ તોડતાં શીખશે.

નાનાં છોકરાં તમારું કહેવું ન માને તો તમને કેવું દુઃખ થાય છે? તો પછી તમે સામાં થાઓ તો તમારાં માબાપને કેવું ખોટું લાગતું હશે!

પરંતુ આજ્ઞા ન પાળવાથી લાભ શો છે? થોડી સ્વાર્થપરાયણતા વધે એ સિવાય બીજો શો ફાયદો છે?' તમે પાડોશીને ત્યાં ભટકાવા જાઓ છો. તમારી મા કહે છે કે 'જઇશ નહિ.' તમે તો ગયાં જ. આથી તમને કંઇ રાજ્ય મળી ગયું નહિ. પરંતુ માના દિલને કેટલું દુઃખ થયું તે તો વિચારો! આ પ્રમાણે તમે દરરોજ માની આજ્ઞા તોડો છો અને તેના દિલને થોડું થોડું દુઃખી કરો છો. તમારા જેવું સ્વાર્થી બીજું કોણ છે? એક સહેજ જેવી નમાલી પાડોશીને ઘેર જવા જેવી બાબતમાં તમે શું માને દુઃખી કર્યા સિવાય ન રહી શકો?

તમે મોઢેથી તો બોલ્યા કરો છો, કે 'અમે માબાપને ચાહીએ છીએ.' પણ આ શું તમારો પ્રેમ કહેવાય! આ પ્રેમ તો મૌખિક કહેવાય. વારૂ, તમે તમારાં માબાપ પર કેટલો સ્નેહ રાખો છો તેની પરીક્ષા કરીએ. ધારો કે એક આખલો તમારા પિતા પર દોડ્યો આવે છે. તમારા પિતાનું તે તરફ ધ્યાન નથી. તમારું અચાનક તે તરફ ધ્યાન ગયું. તમે જો તેને હાંકી કાઢવા જાઓ તો આખલો તમને પીસી નાખે તેમ છે. છતાં એક રીતે તમે તમારા પિતાને બચાવી શકો છો. એકદમ આખલાની સામે જઇ ઊભાં રહો તો આખલાનું ધ્યાન તમારા પર ચોંટશે. તમને તો દળી નાખશે, પણ તે દરમિયાન તમારા પિતા સાવચેત

બનશે અને તે બચી જશે. બોલો આમ કરી શકશો ? કેમ, બીક લાગે છે ? તો પછી એ સાબીત થયું કે તમે તમારા પિતા કરતાં તમારી જાતને વધારે ચાહો છો. આવે વખતે તમારા પિતા શું કરત તે જાણો છો ? તે પોતાના શરીરનો વિચાર ન કરતાં આટલી મોટી ઉંમરે પણ આખલા સામા કૂદી પડી તમને બચાવત. તમારી મા પણ પોતાના જીવતરને તુચ્છ ગણી તમારું રક્ષણ કરત. આ પરથી જણાય છે કે તમે તમારાં માબાપને બહુ ચાહતાં નથી. માબાપનું કર્ત્તવ્ય છે કે તમારો બચાવ કરવો, તેમ તમારું પણ કર્ત્તવ્ય હોવું જોઇએ કે તેમનો બચાવ કરવો. તમે કર્ત્તવ્ય બજાવતી વેળા પાછાં પડો છો અને હુકમનો અનાદર કરતી વેળા આગળ ધસો છો. મોં શા માટે ચડાવો છો ? નથી ગમતું ! વારૂ, હવે તમને એક સહેલી બાબત જણાવીએ છીએ. તમારા પિતા એક કેરી લાવ્યા. કેરી કવખતની છે. હજુ બજારમાં મળતી નથી. ભારે કીંમત આપી તમારા પિતા માંડમાંડ એક કેરી લાવ્યા છે. તમારા ભાગ પાડતાં પાડતાં કેરી ખલાસ થઇ. તેમને ભાગે કંઇ બાકી ન રહ્યું. તમારો ભાગ તમે તમારા પિતાને આપશો ખરાં ? તમે કહો છો, કે 'હા. અવશ્ય.'

શા માટે ? તમે શા માટે કહો છો કે અમે તેમ ખચિત કરીશું ? તમારા પિતા એ કેરી ખાય અને તેને જે સંતોષ થાય એ તમારા આનંદનું કારણ છે. મતલબ કે તમારા પિતાનો આનંદ એ તમારો આનંદ છે. વારૂ, ત્યારે વિચાર કરો. તમારા પિતાએ કે માતાએ તમને એક આજ્ઞા

કરી. એ આજ્ઞા તમે પાળો તો તેમને સંતોષ થાય છે અને ન પાળો તો તેમને અસંતોષ થવાનો છે. વળી તમે એ આજ્ઞા ન પાળો તો તમને થોડો સંતોષ થવાનો છે. માબાપને કેરી ખવરાવતી વેળા જેમ તમે તેમના આનંદને તમારો આનંદ ગણ્યો, તેમ આ વખતે તેમના સંતોષ આગળ તમારા સંતોષને તુચ્છ ગણવા કેમ તૈયાર થતાં નથી? પિતા કહે છે, કે 'કાચું જામફળ ખાઇશ નહિ.' મા કહે છે કે 'હમણાં પેલે ઘેર જતી નહિ.' તમે પિતાના સંતોષ ખાતર પોતાની કેરીનો ભાગ તેને આપવા તૈયાર થાઓ છો તો પછી કાચું જામફળ ન ખાઈ તેમને સંતોષ આપી ન શકો? પેલે ઘેર જતાં તમને સહેજ આનંદ થાય છે, પરંતુ માને તેથી અસંતોષ થાય છે. માને સંતુષ્ટ બનાવવા તમે તમારાં થોડા આનંદને જતો કરી શકો નહિ? તો પછી મા તમને પેંડા ખાવા આપે ને તમે તેમાંથી થોડા તેના મુખમાં મૂકી 'મા તમે થોડા ખાઓ' કહી આગ્રહ શા માટે કરો છો?

માબાપનો સંતોષ એ જ છોકરાંનો સંતોષ સમજવો જોઈએ. જે માબાપને ખાતર છોકરાંએ પ્રાણ દેવા તૈયાર થવું ઘટે તો તેને ખાતર પોતાનો સહેજ આનંદ, સહેજ સંતોષ, સહેજ મતભેદ તુચ્છ ગણવો એમાં શું થઇ ગયું? તમે જો તેમને ખાતર આટલો નાનો સરખો ત્યાગ સ્વીકારવા તૈયાર નથી તો પછી તેને ખાતર બીજું શું કરવા તૈયાર થવાનાં છો? ત્યાગમાં જ આનંદ છે. તમારો કેરીનો ભાગ, તમારા નાસ્તાનો પેંડો, તમારાં પિતામાતાને ખાતર

તજવાથી તમને આનંદ થાય છે તે માટે જ તમે તે ન ખાતાં તેમને ખવરાવો છો. આ ત્યાગનો આનંદ શું બીજી કોઇ વસ્તુમાં છે ? પોતાના મતને તુચ્છ ગણી માબાપના મતને માન આપવું એમાં શું આનંદ નથી ? જો એમાં તમને દુઃખ થતું હોય, તો પણ એ તમારું કર્ત્તવ્ય છે. કષ્ટ વિના શું કોઇ પણ કાર્યની કીંમત વધે ખરી ? માબાપની આજ્ઞા પાળવાનું બધી વેળા પેંડા ખાવા જેટલું સુખપ્રદ હોત તો પછી કંઇ કહેવાનું જ નહોતું. પરંતુ એમાં તમને દુઃખ થવાનું હોય તો તે વધારે ગૌરવશાળી ગણાવું જોઇએ. દુઃખ સહન કરી શકો તેમાં તમારું ગૌરવ છે, અને જ્યારે આગળ ઉપર તમને વિચાર આવશે કે મેં આટલું બધું દુઃખ ,વેઠ્યાં છતાં માબાપની આજ્ઞા પાળી હતી ત્યારે તમારા દિલમાં કેટલો બધો આત્માનંદ પ્રગટ થશે ? આમ હોવાથી જ સત્યયુગથી માંડીને અત્યાર સુધીનાં બધાં શાસ્ત્રગ્રંથોમાં માબાપની આજ્ઞા પાળવાનો ઉપદેશ પાને પાને લખવામાં આવ્યો છે.

આજ્ઞાંકિતપણું માનવ જીવનને સફળ બનાવે છે. ઇશ્વર તુલ્ય માતપિતાના અંકુશમાં રહેવું એ જ આપણને ઇશ્વરને વશ રહેતાં શીખવે છે. જે સંતાન માબાપનો હુકમ માનતાં નથી તે શું ઇશ્વરની આજ્ઞા પાળવાને લાયક થઇ શકે ? સીડીના પહેલે પગથિયે ચઢયા સિવાય જેમ છેલ્લે પગથીએ જવાતું નથી તેમ માબાપ પ્રત્યે ભક્તિ દર્શાવ્યા સિવાય ઇશ્વરસેવા અસંભવિત બને છે.

માબાપ આપણાં સાક્ષાત દેવતા છે. તેમની સેવા,

તેમની સારવાર, તેઓ પ્રત્યે ભક્તિ એજ આપણને ઇશ્વર ભક્તિ માટે લાયક બનાવે છે. ઇશ્વરભક્તિની કંઇ હદ હોતી નથી. માબાપની ભક્તિની પણ હદ હોતી નથી. માબાપની ભક્તિ આટલે સુધી કરવી તેથી વધારે કરવી નહિ; આજ્ઞા આટલી માનવી, તેથી વધારે માનવી નહિ; એવા નિયમો કદી હોઈ શકે નહિ. આવા નિયમો ભારતવર્ષને માટે તો હોઇ શકે જ નહિ. જે ભારતવર્ષના આદર્શ પુત્ર રામ અને ભીષ્મ છે, ત્યાં શું માતાપિતાની ભક્તિમાં સીમારેખા હોઈ શકે ખરી?

મોટાંઓ તરફના પ્રેમને આપણે ભક્તિ કહીએ છીએ. ખરો પ્રેમ કેવો હોય? જે વડે આપણે આપણાં સુખ તરફ જરાપણ ધ્યાન ન આપતાં પ્રેમપાત્રના સુખને ખાતર બધું કરી ચૂકીએ એજ ખરો પ્રેમ કહેવાય. માબાપને જેથી સુખ, સંતોષ, આનંદ થાય તે બધું તમે કરી ચૂકો, અને જે વડે તેમને દુઃખ થાય તેવું સેંકડો દુઃખ વેઠવા છતાં તમે ન કરો તો સ્પષ્ટ જણાય કે તમે તમારાં માબાપને ખરેખર ચાહો છો. પ્રેમપાત્રને ખાતર જો તમે કોઇપણ જાતનું દુઃખ સહન કરી ન શકો, તો પછી તમારો પ્રેમ શાનો અને તેનું મૂલ્ય પણ શું? પ્રેમ કંઇ એટલી બધી સહેલી વસ્તુ નથી કે તમારા સ્વાર્થનો, તમારી સગવડનો, જરા પણ ભોગ ન આપતાં કેવળ 'ચાહું છુ' કહેતાં જ સિદ્ધ થાય. માબાપની સેવા શબ્દોમાં નહિ પણ કૃતિમાં હોવી જોઇએ.

તમે તમારાં માબાપો પ્રત્યેની ભક્તિ શબ્દોમાં નહિ પણ કામ દ્વારા બતાવજો. ગમે તેટલી અડચણો વેઠીને

પણ તેમની આજ્ઞા પાળજો અને તે રીતે તેમને સુખી બનાવજો. આ સંતાનમાત્રનું પરમ કર્ત્તવ્ય છે એમ માની કરજો. અમુક સ્વાર્થ સાધવા માબાપની સેવા ઉઠાવવી, સ્વાર્થ સર્યે સેવાવિમુખ થવું અથવા અમુક હદ સુધી તેમની આજ્ઞા ઉઠાવવી એ હદ ઉપરાંત તેમના પ્રત્યે અનાદર દર્શાવવો એવા કોઇ પણ વિચારને તમે સ્થાન જ ન આપશો. તેમ કરશો તો તમારી ભક્તિ, તમારો પ્રેમ, પ્રેમ કે ભક્તિના નામને લાયક નહિ નીવડે. તે માત્ર દુકાનદારી જેવું નીવડશે.

આજ્ઞાંકિતપણાની ટેવ બાળપણથી જ પાડવી જોઇએ. તે ટેવ કંઇ ચોપડીઓ વાંચ્યે પડી જતી નથી. તમે મોટાં થશો એટલે એની મેળે આજ્ઞાંકિત બનશો એમ કદી ન ધારતાં. નાનપણથી જ તેને માટે પ્રયત્ન કરવો જોઇએ. રસોડામાં તપેલીમાં ખીચડી પડી છે. શયનગૃહમાં બેઠાં બેઠાં 'ખીચડી છે' 'ખીચડી છે' કહો એટલે કંઇ ભૂખ શાંત થાય નહિ. રસોડામાં જવું પડે, હાથ વડે કોળિયો મોંમાં નાખવો પડે અને પછી ભૂખ મટે. તેમ આજ્ઞાંકિતપણું વગેરે સદ્ગુણો કેવળ ઉપદેશનાં પુસ્તકોમાં વાંચવાથી આવી જતાં નથી. તેને કાર્યમાં ઉતારવા જોઇએ. અને તેમ કરશો એટલે એ સદ્ગુણો તમારા સ્વભાવના અંશરૂપ બની તમને શોભાવશે અને તમે પણ સંતાનના નામને લાયક બનશો.

## પ્રકરણ ૨ જું : ટેવ

ટેવનો પ્રભાવ અતિશય છે. ટેવ મનુષ્યને સારો બનાવી શકે છે, તેમ નકારો પણ બનાવી શકે છે. ખરાબ ટેવને વશ બની માણસ અજાણતાં કેટલાંય ન કરવાનાં કામો કરે છે. ત્યારે સારી ટેવોને લીધે મનુષ્ય વગર પ્રયત્ને કેટલાંય સારાં વચનો બોલે છે, કેટલાંય સત્કાર્યો કરે છે. પરંતુ સત્કાર્ય સત્કથા કે સદ્વ્યવહારની ટેવ પાડ્યા પહેલાં તે બાબતની દૃઢ ઇચ્છા મનુષ્ય માત્રમાં હોવી જોઇએ. સદ્ગુણી થવાની દૃઢ ઇચ્છા આપણને તેમ કરવાની ફરજ પાડે છે અને એ ફરજ ધીમે ધીમે ટેવનું રૂપ પકડે છે. માટે તમારે સારાં થવાની દૃઢ ઇચ્છા રાખવી જોઇએ. તેમ નહિ કરો તો સારાં બનાશે નહિ. તમે જાતે તેવી ઇચ્છા કરો અને પ્રભુ પાસે સારાં થવાની પ્રાર્થના કરો. તે તમારી માગણી અવશ્ય પૂરી પાડશે જ. કારણ કે તે તો કલ્પતરુ છે. તેની પાસેથી જે ઇચ્છીએ તે મળે છે. સારાં થવા માગો તો તે તમને સારાં બનાવે છે. ખરાબ થવા ઇચ્છો તો તે તમને ખરાબમાં ખરાબ બનાવે છે.

ખરાબ ટેવો કેમે કરી જતી નથી. માટે લોકો કહે છે કે 'કોયલા ગમે તેટલા ધૂઓ પણ તેની કાળાશ જતી નથી.' અંગ્રેજીમાં કહેવત છે કે 'ટેવ એજ આપણો સ્વભાવ છે.' અર્થાત્ ટેવ દ્વારા સારુ કે નરસું આપણા સ્વભાવરૂપ બની જાય છે. આ સંબંધમાં એક ખરી બનેલી ઘટના સાંભળવા જેવી છે.

એક છોકરીને હાથની આંગળી ચૂસવાની ભૂરી ટેવ પડી હતી. પૂજાની સામગ્રી કે મોટાંઓને ખાવાની ચીજો પણ ટેવને લીધે તે એ ચૂસેલી આંગળી વડે ઉપાડતી. કોઈપણ રીતે તેની એ ટેવ જતી નથી, એ જોઇ એક દિવસ તેની માએ તેની આંગળી પર ડામ દીધો. ફોલ્લો પડ્યો છતાં કુટેવને લીધે એક બે વાર એવી સ્થિતિમાં પણ આંગળી મોઢામાં ઘાલી. પરંતુ આ ઉગ્ર ઉપાયે કરીને તેની આ કુટેવ છેવટે ગઇ ખરી.

ધારો કે કમળાને એવી કુટેવ પડી છે. મા ઉપરનાં દૃષ્ટાંતની પેઠે ઉગ્ર ઉપાય લેતાં અચકાય છે. પરિણામે ટેવ કાયમ રહે છે. તેના બાપ માંદા પડે છે. એક વખતે તે કમળાને કહે છે કે 'બેટા, જો મારૂં દૂધ ઉનું થયું કે નહિ!' કમળા તે વખતે આંગળી ચૂસતી હોય છે. તે ઊઠે છે અને ચૂસેલી આંગળી ડબ કરતી દૂધમાં બોળે છે. તેના પિતાને આ જોઈ કંપારી છૂટે છે. ભારે પસ્તાવો થાય છે. પરંતુ કરે શું? કારણ કે તેને એવી ટેવ પડી છે. ટેવ તેના માથા પર ચડી બેઠી છે. તે તેને ગુલામની પેઠે એવું વર્તન કરાવે છે.

જેમ એકાદ કુટેવ પડી, તો તે આપણે જીવીએ ત્યાં સુધી જતી નથી, તેમ એકાદ સારી ટેવ જીવન પર્યંત આપણને અપાર પુણ્યનાં ભાગીદાર બનાવે છે. જેને ફૂટબોલ રમવાની ટેવ પડી હોય તે તાવના ઘેનમાં પણ ફૂટબોલ રમે છે. જેને ઇશ્વરનું ભજન કરવાની ટેવ પડી તે તે વખતે ઇશ્વરનું ભજન કરે છે. અને ભજન કરતાં કરતાં મરણ

પામે છે આ સબધમા એકાદ બે સાચા દષ્ટાતો સાભળવા જેવા છે

એક છોકરાને ફૂટબોલ રમવાની બહુ ટેવ હતી તે જે કઇ મળે તેના વડે ફૂટબોલ રમતો એક વાર તેને તાવ આવ્યો તાવ સખત હતો હુ તેની પાસે સૂતો હતો, એકાએક તે ઊઠયો અને મને લાત મારવા લાગ્યો મે કહ્યુ, 'અરે, આ શુ?' તેણે કહ્યુ, 'એ તો બોલ' તે તે વખતે ખરેખર ફૂટબોલ રમતો હતો

એક બુદ્ધિશાળી છોકરી માદી પડી તેને સખત તાવ આવ્યો તાવ ચઢતો જાય ને સ્તોત્ર ગાતી જાય તે જેમ નિશાળમા પ્રાર્થના કરતી તેમ હાથ જોડી, આખો ઢાળી પ્રાર્થના કર્યા જ કરે. ગગાલહરિ, શિવસ્તોત્ર, વિષ્ણુસ્તોત્ર વગેરે જે કઈ આવડે તે મધુર અવાજે બોલે. જે કોઇ તેને જોવા આવે તે આ જોઇ મુગ્ધ બની જાય! તેની નિશાળમા શિવપૂજા થતી એક દિવસે તેણે તાવના ઘેનમા કહ્યુ 'ફૂલ લાવો, પૂજા કરવી છે ફૂલ લાવતા આટલી બધી વાર કેમ લાગે છે? વારૂ, ન લાવતા ફૂલ વગર પૂજા કરીશ' શુ તેના મુખની સુદરતા! તેના ઢાળેલા નેત્રો વડે તે ખરેખર શિવપૂજા કરતી હોય તેમ જણાતુ હતુ કેવુ સુદર! લોકો ઈશ્વરનુ નામ લેતા લેતા મરવા ઇચ્છે છે પણ આ બાલિકા તો તેની પૂજા કરતા કરતા અનિદ્ય પુષ્પની માફક પ્રભુની સમીપ હાજર થઇ જો ટેવ પાડો તો આવી ટેવ પાડો

## પ્રકરણ ૩ જું : સત્યવચનીપણું

સત્ય કોણ ન બોલે? જે અન્યાયી હોય તે. જે ખરાબ કામ કરતું હોય તે. જે બીજાંને છેતરવાનો ધંધો કરતું હોય તે. તમે શું કંઈ ગેરવાજબી કામ કરો છો? જો ન કરતાં હો તો તમારે જૂઠું બોલવાની કંઈ જરૂર નથી.

તમને વાતવાતમાં જૂઠું બોલવાની ટેવ પડી ગઈ છે. તે દિવસે વિમળાની સાડી ટેબલના ખૂણા સાથે ભરાઇ ફાટી. તેણે તે વાત છુપાવી. સંભાળીને પહેરે, કાઢીને ઊંચી મૂકે, મા ન દેખે તે માટે કેટલાય પ્રયત્નો કરે. એકવાર ધોબીને ત્યાં જાય તો મજેથી ધોબી પર સાડી ફાડયાનો આરોપ મૂકી શકાય, એવી ઉમેદથી તે આ બધું કરવા લાગી. છેવટે મેલી સાડી ધોબીને ઘેર ગઈ. પાછી આવી. પાછી આવી એટલે માએ તપાસી. એક લાંબો ચીરો જોઈ વિમળાને પૂછયું 'આ શું?' વિમળાએ જવાબ આપ્યો કે 'ધોબીએ ફાડી!' પરંતુ માએ કહ્યું કે 'તેં જે દિવસે સાડી ફાડી તેજ દિવસે મેં બધું લક્ષમાં રાખ્યું હતું. તું શો જવાબ આપે છે, તેની રાહ જોતી હું અત્યાર સુધી ખામોશ રાખી બેઠી છું.' આ સાંભળી વિમળાએ બીજો બચાવ ઊભો કર્યો. 'તે દિવસે સુમતિ બેને પહેરી હતી ને તેને હાથે ખાંપો આવ્યો હતો.' માએ કહ્યું, 'તો પછી તેજ દિવસે મને વાત કેમ ન કરી?' 'પણ સુમતિ બેને તમને કહેવાની ના પાડી હતી.' માએ કહ્યું, 'તારી આ વાત

તદ્દન બનાવટી છે. સુમતિએ આ સાડી એક દિવસ પણ પહેરી નથી. તું આટલી બધી જૂઠાબોલી કયાંથી થઇ? સાચું બોલી હોત તો હું તને કંઇ કહેત નહિ. સાચું બોલે તેના દશ ગુના માફ થાય છે. તારે આવી કુટેવ છોડવી જોઇએ. તારામાં આ બાબતનો આગ્રહ હોવો જોઇએ.'

વિમળા કેવી ખરાબ છોકરી ગણાય! ધોબીનો કંઇ દોષ નહોતો છતાં તેના પર ખોટો દોષ ચઢાવવા ગઈ! આ શું સારાં લક્ષણ કહેવાય? તમે તો ઘણી વેળા કહો છો કે સદ્ગુણી થઇશું. પણ બોલવાથી કંઇ સદ્ગુણી થઈ જવાય! તેને માટે તો કામ કરવું જોઇએ. જેને સારાં થવાની ઇચ્છા હોય તે કદી પોતાના દોષ છૂપાવતાં નથી. દોષ છૂપાવીએ તો તેનું સંશોધન કઇ રીતે થઇ શકે? ખરાબ કામ કરી શકો છો તો પછી તેને ઉઘાડું પાડી શકતાં કેમ નથી? આવો પ્રયત્ન કદી કરતાં નહિ. આવી ટેવ કદી પાડતાં નહિ. જો ટેવ પડી તો તમને જૂઠું બોલવું એ સ્વાભાવિક થઈ જશે. તે વખતે તમારે જૂઠાણાંને માથે લઇ ફરવું પડશે.

માટે જો જૂઠાણાંના હાથમાંથી છૂટવા માગતાં હો તો જીવ જાય તો પણ જૂઠી વાત બોલતાં નહિ. કારણ કે એક જૂઠાણું હજારો જૂઠાણાંને ઊભાં કરે છે. ઉપરની ઘટના એક કલ્પિત ઘટના હોવા છતાં એવી વિમળાઓ આપણી ચોમેર નજરે પડે છે. આ નિયમ યાદ રાખવાથી કંઇ નહિ વળે, મોઢે રાખવાથી કંઇ નહિ વળે, તેને આચરણમાં મૂકશો તો જ કામ સરશે. બીજો નિયમ એ યાદ રાખશો કે સત્યની

બાબતમાં આગ્રહ રાખજો. 'શું! હું કદી જૂઠું બોલી નથી તે આજ બોલીશ? કદી નહિ. જીવ જાય તો પણ શું!' સત્યવાદીતા માટે આવો ગર્વ તમારામાં સર્વદા જાગ્રત રહેવો જોઇએ. અને જો સત્ય બોલવાનો આગ્રહ નહિ રાખો તો નક્કી જૂઠાણું તમને કબજે કરવાનું જ. અને એકવાર જૂઠાણાંએ તમને વશ કર્યા તો પછી સિંદબાદ શેઠને જેમ પેલા ઘરડા ડોસાએ ખાંધ પર ચઢી પજવ્યો હતો, તેમ તમને તે સહેલાઇથી નહિ છોડે. સિંદબાદ નામનો એક પ્રખ્યાત નાવિક પોતાનું વહાણ ભાગી જવાથી એક અજાણ્યા બેટપર જઇ ઉતર્યો. તે ભૂખતરસથી હેરાન થતો થતો આગળ વધવા લાગ્યો, ત્યાં એક ઝરણાંને તીરે એક વૃદ્ધ પુરુષને બેઠેલો જોયો. તે ડોસાજી બેઠા બેઠા રૂદન કરતા હતા. સિંદબાદ તેની પાસે ગયો એટલે તેણે તેને કહ્યું: 'ભાઇ, તું મને આ ઝરણાને પેલે પાર લઈ જાય તો બસ થશે. હું ચાલી શકતો નથી. માટે તું મને ખભે ચડાવી લઈ જા.' સિંદબાદને દયા આવી. તે તેને ખાંધે ચડાવી પેલે પાર લઇ ગયો. પરંતુ ડોસો હવે નીચો ઊતરવા માગતો ન હતો. તેને નીચે ઉતારવાનો પ્રયત્ન કરતાં તે પોતાના બંને પગની એવી ચૂડ ભેરવતો કે સિંદબાદનું ગળું રુંધાઇ જતું. સિંદબાદે આ ડોસાને વૃદ્ધ અને દુર્બળ માન્યો હતો. પરંતુ હવે તેને લાગ્યું કે આતો મારા કરતાં પણ વધારે જોરાવર છે. હવે એ બિચારો શું કરે! તે તેને ખભે ચડાવી જંગલમાં ભટકવા લાગ્યો. ડોસો પણ તેના ખભાપર બેઠો બેઠો ખાતો, પીતો ને મજા કરતો. નીચે ઊતરવાનું કહેતાં જ

ને તેનું ગળું દબાવતો. છેવટે સિંદબાદે યુક્તિ કરી. એક રીથી પીણું તૈયાર કરી તે તેણે પેલા ડોસાને પીવરાવ્યું. ડોસાને કેફ ચઢયો એટલે તેણે તેને ખભા પરથી નીચે પછાડયો અને એક મોટી શિલા વડે તેનું માથું છૂંદી નાખ્યું. જૂઠાણું આ ઘરડા ડોસા જેવું છે. જો તે એકવાર માથે ચઢયું તો પછી કોઇ પણ રીતે તમને છોડવાનું જ નહિ. તે ભૂતની પેઠે તમારે માથે ચોંટી જ રહેવાનું. તમારું ખાશે, તમારું પીશે અને તમારા ઉપર જ રાતી આંખે જોશે. માટે જૂઠાણા રૂપી રાક્ષસને કદી માથે ચઢાવતાં નહિ.

વળી જેને જૂઠું બોલવાની ટેવ પડે છે તે પછી સાચું બોલે તો પણ તેનો કોઈ વિશ્વાસ કરતું નથી. તમે ઘેટાં ચરાવનાર ભરવાડના છોકરાની વાત તો સાંભળી જ હશે. એ વાત કદી ભૂલતાં નહિ. જૂઠું બોલતાં બોલતાં આપણને એક એવી કુટેવ પડી જાય છે કે જૂઠું ન બોલવાનું હોય છતાં તે જીભે ચઢી જાય છે.

માટે સત્ય સર્વદા, બધી સ્થિતિમાં બોલવું એ આપણું કર્ત્તવ્ય છે. ત્યારે જૂઠ કદી ન બોલવું એ આપણી ફરજ થઇ પડે છે.

છેવટે થોડા બોલ કહી દઉં. માણસો કોને સારું કહે છે? તમને શું ગમે છે? સાચું કે જૂઠું? દુકાનદાર પાસેથી તમે શુદ્ધ ઘી માગો છો. દુકાનદાર તમારી પાસેથી સાચા પૈસા માગે છે. પોતે ખોટી વર્તણૂક ચલાવી હોય છતાં આપણે બીજાની પાસેથી તેવી વર્તણૂકની આશા રાખતાં નથી. આ પરથી સાબીત થાય છે કે જૂઠા માણસ પણ

સત્યને ચાહે છે ખરો. એટલું જ નહિ પણ અસત્ય કદી મૂર્તિ ધારણ કરી આવે તો તે પોતાને 'સત્ય' ના નામે ઓળખાવશે. જૂઠનું નામ ધારણ કરી આવશે તો ખુદ જૂઠો માણસ પણ તેનો સત્કાર નહિ કરે. આ પરથી સ્પષ્ટ જણાય છે કે જૂઠ પોતે સત્યની જય પોકારે છે, જૂઠા લોકો પણ સત્યને આદરમાન આપે છે, માટે જે સત્ય આખી દુનિયાની આકાંક્ષાની વસ્તુ છે તે વસ્તુને જ તમારે પકડી રાખવી જોઇએ.

તમે લોકો પાસેથી માન મેળવવા માગો છો. પરંતુ જૂઠાંને કોઇ સત્કારતું નથી. જૂઠ ને જૂઠ પોતે પણ માન આપતું નથી. તમે જૂઠાં હશો તો તમારા પર કોણ વિશ્વાસ રાખશે? જૂઠાં માણસો પણ તમારા વચન પર શ્રદ્ધા રાખશે નહિ. પરંતુ આમ હોવાથી માણસો સમક્ષ આદરમાન પામવા માટે અંદરખાનેથી જૂઠાં રહી, બહારથી સત્યવાદી દેખાવાનો પ્રયત્ન કરવો, એ બહુ ગેરવાજબી છે. તમે મનુષ્ય પાસે સત્કાર પ્રાપ્ત કરવા માગો છો પણ પરમેશ્વર પાસે સાચાં ઠરવા માગતાં નથી. જો તમને પ્રભુનું સન્માન પ્રાપ્ત કરવાનું મન હોય તો અંતરમાં પણ સાચાં બનવાનો પ્રયત્ન કરજો. જો તમે અંતર્યામી પ્રભુ સમક્ષ જરા પણ સન્માનપાત્ર ન ગણાઓ તો પછી મનુષ્યના આદરસત્કારથી તમને શો લાભ થવાનો હતો?

જો આમ છે તો પછી ચાલો આપણે બધાં એકવાર એ સત્યમય પરમાત્માનું નામ લઇ સત્યને માર્ગે ચાલવાનો સંકલ્પ કરીએ.

## પ્રકરણ ૪ થું : પ્રતિજ્ઞાપાલન

વચન પાળવું એનું નામ પ્રતિજ્ઞાપાલન. જો તમે કિરણબાલાને કહો કે 'બેન, તું તારી ગરબાવળી મને આપ. કાલે રજા છે. રજાને દિવસે ચોપડી વાંચી નાખી હું તને પરમ દહાડે સવારમાં પાછી આપી દઈશ.' આ વચન મુજબ જો તમે પરમ દહાડે તેને ઘેર જઇ ચોપડી આપી આવો તો તમે તમારું વચન રાખ્યું કહેવાય. અર્થાત્ પ્રતિજ્ઞા પાળી કહેવાય. ચોપડી આપવાની બાબત સામાન્ય છે. માટે આપણે 'પ્રતિજ્ઞાપાલન' શબ્દ ન વાપરતાં 'વચન પાળ્યું' શબ્દ વાપર્યો. પરંતુ રામચંદ્રના વનવાસની વાતમાં કહીએ છીએ કે 'રામચંદ્રજીએ પોતાની પ્રતિજ્ઞા અક્ષરેઅક્ષર પાળી હતી.'

પરંતુ પ્રતિજ્ઞામાં નાની મોટીનો ભેદ નથી. નાની પ્રતિજ્ઞા પણ પ્રતિજ્ઞા છે, અને મોટી પ્રતિજ્ઞા પણ પ્રતિજ્ઞા છે. જેને નાની પ્રતિજ્ઞા પાળવાની ટેવ છે, તે મોટી પ્રતિજ્ઞા પણ પાળી શકે છે. જે નાની પ્રતિજ્ઞા પાળી શકતું નથી તે શું કદી મોટી પ્રતિજ્ઞા પાળી શકશે ? નાની નાની પ્રતિજ્ઞાઓ પાળવી એ જ આપણું જીવન છે. 'જૂગટામાં હારું તો તેર વરસ વન જાઉં' આવી યુધિષ્ઠિરની પ્રતિજ્ઞા પાળવાનું કંઇ બધાના ભાગ્યમાં હોતું નથી. આપણા જીવનની નાની નાની ઘટનાઓ વડે કરીને આપણી હારજીત નક્કી થાય છે. આપણે મનુષ્ય છીએ કે નથી તે સમજનાય છે, તેની

પરીક્ષા થાય છે. માટે નાની બાબતને નાની બાબત માની, તેની ઉપેક્ષા ન કરતાં તમે તમારી નાનામાં નાની બાબતને પણ વચન અનુસાર પાળવાનો પ્રયત્ન કરજો, અને તેમાં જો તમને સફળતા મળશે તો જ તમારામાં મોટી પ્રતિજ્ઞાઓ પાળવાનું બળ આવશે.

વળી જે બાબત જે સમયે કરવાનો નિશ્ચય કર્યો હોય તે બાબત તે જ સમયે કરશો તો તમારામાં એક ખાસ ગુણ પ્રગટ થશે. એ ગુણનું નામ છે નિયમિતતા.

વચન પાળવું, પ્રતિજ્ઞા પાળવી કે નિયમિત રહેવું એ બધું સત્યવાદીપણાના પ્રકાર છે. તમે કહો કે 'તમારે ઘેર આવીશ.' અને આવો તો સત્યનું પાલન કર્યું ગણાય. અને જો એમ કહો કે 'તમારે ઘેર ૨ વાગે આવીશ' અને જો એજ સમયે બરાબર આવી પહોંચો તો પણ સત્યનું પાલન કર્યું ગણાય. બંને સત્ય પાલન તો ગણાય પણ બીજી બાબત વધારે ચોકસ હોવાથી વધારે શ્રેષ્ટ ગણાય.

ધારો કે એક દિવસ કિરણબાલાએ કમળાને વચન આપ્યું કે 'હું તમારે ઘેર બપોરના બે વાગે કવિતાના અર્થ લખવા આવીશ.' બરાબર એ જ સમયે કમળાને બીજા કાઇને ઘેર જમવા જવાનું ઠર્યું. બે વાગવાનો સુમાર થયો. તેને બોલાવવા ગાડી આવી ઊભી. કિરણબાલાની રાહ જોવા છતાં તે આવતી નથી. કમળા પણ જઈ શકતી નથી. બે ને બદલે અઢી થયા પણ કિરણબાલા ન જ આવી. પોણાત્રણ થયા છતાં કિરણનું ઠેકાણું નથી. નોકર ઉતાવળ

કરવા લાગ્યો. કમળા જઈ શકતી નથી, તેમ હવે વિલંબ પણ કરી શકતી નથી. ઘડીકમાં બહાર ને ઘડીકમાં અંદર એમ આંટાફેરા મારે છે. લગભગ ત્રણ વાગવા આવ્યા ત્યારે કિરણબાલા આવી પહોંચી. કમળાનો જીવ હેઠો બેઠો. તે તરતજ તેને અર્થની નોટ આપી ગાડીમાં જઇ બેઠી. જૂઓ, કિરણબાલામાં નિયમિતતા ન હોવાથી કમળાને કેટલું વેઠવું પડયું. તમે જો કોઈને સમય આપ્યો હોય અને બરાબર તેજ સમયે ન જઇ શકો તો તેમને કેટલી અગવડ વેઠવી પડે! માટે કદી પણ નક્કી કરેલો સમય ચૂકતાં નહિ.

બીજી વાત એ યાદ રાખજો કે જો કોઇ પણ કામ કરવાનું સ્વીકાર્યું હોય તો તે કરવાનો દઢ આગ્રહ રાખજો.

(ક) કમળાએ જોયું કે વરસાદ પડવા માંડયો, એટલે તેણે એ ન વાગ્યા હોય તો પણ વધારે વરસાદ આવે તો જવાનું બંધ રાખવું પડે એમ ધારી ઠરાવેલા સમય અગાઉ કિરણબાલાને ઘેર જવું જોઈએ.

(ખ) જ્યારે તેણે જોયું કે બે વાગી ગયા છે. વરસાદ અટકતો નથી. તો પછી પલળવાની બીક છોડી એ વરસતા વરસાદમાં પણ તેણે કમળાને ત્યાં જવું જોઈએ. કારણ કે પોતે કોઇ પણ જાતની અગવડ ન વેઠવી અને બીજાનું કામ કરવું એ કંઇ હમેશાં બનતું નથી.

(ગ) જો બે વાગ્યા પહેલાં જ ન જઇ શકાય તેટલો જોરથી વરસાદ પડવો શરૂ થાય, તો જ્યારે વરસાદ ઓછો થાય કે તરત તેણે કમળાને ત્યાં જવું જોઇએ.

(ઘ) કિરણબાલાએ પણ ઠરાવેલા સમયે કમળાંથી ન આવી શકાયું એ જાણ્યા બાદ તરત બધાંની સાથે તેની નિંદા કરવાનું છોડી દઇ પોતાના કામે લાગી જવું જોઇએ. કમળા ન આવી શકી તેનું કારણ તે જાણતી નથી. કદાચ રસ્તામાં તેને અકસ્માત નડયો હોય; અગર તો તેને ઘેર કોઇ એવી ઘટના બની હોય કે તે સાંભળી તમે પોતે કમળા ન આવી તેને વાસ્તવિક ઠરાવો. માટે ખરી હકીકત જાણ્યા પહેલાં કોઇને દોષ દેવો જ નહિ. તે સમયે તો જે કંઇ કામ કરવાનું હોય તે કરવા મંડી જવું. આવી અવસ્થામાં કોઇએ નકામા વિચારોમાં સમય ન ગૂમાવતાં ન આવનારનાં કામકાજનો બંદોબસ્ત કરી કામે લાગી જવું એજ સારું છે.

આવી જાતનું સત્યપાલન અથવા નિયમ પ્રમાણે કામ કરવાનો સદ્‌ગુણ પણ મનુષ્ય મહા પ્રયત્ને મેળવી શકે છે. આ બાબતની ટેવ પણ બાળપણથી પડે છે. તમારે આ બાબતની ટેવ અત્યારથી જ પાડવાનો પ્રયત્ન કરવો જોઇએ.

લોકો કહે છે કે પ્રતિજ્ઞા લીધા પહેલાં વિચાર કરવો, પછી તે સંબંધી વિચાર કરવાપણું ન જ હોય. કોઇ પણ કામ માથે લીધા પહેલાં વિચાર કરવો કે તે કાર્ય પોતાથી પાર પડશે કે નહિ. પરંતુ એક વાર કબૂલ કર્યું પછી તો કર્યે જ છૂટકો. જે બોલ મુખમાંથી બહાર પડયો તે શું પાછો મોંમાં ઘાલવો ? શું થૂંકેલું પાછું ગળવું ? વચન પાળતાં કદી નુકસાન થાય તો પણ શું થયું.

પ્રતિજ્ઞાપાલનના સંબંધમાં એક વાત ખાસ યાદ રાખવાની છે. સારી પ્રતિજ્ઞા પાળવી જોઈએ. નઠારી પ્રતિજ્ઞા કરવી નહિ અને કરવી પડે તો પાળવી નહિ. જે ક્ષણે તમને એમ જણાય કે મેં લીધેલી પ્રતિજ્ઞા અગર તો એ પ્રતિજ્ઞા અનુસાર શરુ કરેલું કાર્ય ગેરવ્યાજબી છે કે તરત તે કાર્ય કે તે પ્રતિજ્ઞા પડતાં મૂકવાં.

એકાદ ચોરના કુસંગથી કોઇ એવી પ્રતિજ્ઞા લે કે ચોરી કર્યા સિવાય પાણી ન પીવું. એવી પ્રતિજ્ઞા લેનારને કોઇ સાધુ પુરુષનો સત્સંગ થયો. તેણે જાણ્યું કે ચોરી કરવી એ તો મહા પાપ છે. તો પછી તેણે શું પ્રતિજ્ઞા કાયમ રાખી જીવન ચોરી કરવામાં જ વીતાડવું ? સુમતિએ ગુસ્સે થઇ પ્રતિજ્ઞા કરી કે 'હું હવે મારા ભાઇ સાથે

કદી નહિ બોલું.' ધીમે ધીમે ગુસ્સો નરમ પડયો. હવે તેણે શું એ પ્રતિજ્ઞા પાળી ભાઇ સાથે બોલવું જ નહિ? ના. તેમ તો કદી બની શકે નહિ. ગેરવાજબી પ્રતિજ્ઞા પાળવી જોઇએ નહિ. પરંતુ તમારે કોઇ પ્રતિજ્ઞાના કબજામાંથી છૂટવા માટે વાજબીને ગેરવાજબી કહેવાનું નથી, અગર ચોરીની પ્રતિજ્ઞા જેવી એકાદ પ્રતિજ્ઞા લઇ તે બહાને પ્રતિજ્ઞા પાળવા ખાતર કોઈ ગેરવાજબી કામ કરવાનું નથી. તમારા અંતઃકરણનો સર્વભાગ અંતર્યામી પ્રભુ આગળ દર્પણની માફક સ્પષ્ટ દેખાય છે. તે જુએ છે એમ માની સરળ મન દ્વારા બધાં કામો કરી જજો. એમ કરશો તો તમને જણાશે કે પાપ તમારી ઓથે પણ નહિ ચડે.

## પ્રકરણ ૫ મું : આળસ અને દીર્ઘસૂત્રીપણું

આળસ અનેક દુર્ગુણોની ખાણ છે, એ વાત તમને અગાઉ જણાવી છે. આળસુને હાથે કોઇ પણ જાતનું કામ થતું નથી. તે બેઠો બેઠો જે કંઇ કરે છે તે અકાર્ય જ હોય છે. કોઈને રડાવે છે, કોઇને ચીડાવે છે, કંઇ ભાંગે છે, કંઇ ફેંદે છે, આવાં તેનાં કામો હોય છે. તે આખો દિવસ આવાં તોફાન કર્યા કરે છે માટે શું આપણે તેને ઉદ્યમી માનશું? તમે પોળમાં રઝળ્યા કરો છો. તમારી મા પાણીનું બેડું ભરી લાવવાનું કહે છે તો ચોકખી ના પાડો છો. તમે ભટકવાનું કામ તો કરો છો જ. માટે શું તમને આળસુ ન કહીએ? જરૂર કહીશું કે તમે આળસુ છો, એદી છો, તમારો સ્વભાવ બહુ ખરાબ છે.

આળસુ થવું નહિ, તે સાથે દીર્ઘસૂત્રી પણ ન બનવું. દીર્ઘસૂત્રી કોને કહે છે તે જાણો છો? 'થાય છે, થશે; કરું છું, કરીશ; જાઉં છું, જઇશ, કામ કરવામાં આવાં વચનો જે વાપરે તેનું નામ દીર્ઘસૂત્રી. જે સવારનાં કાર્યો આખો દિવસ પડતાં મૂકી સાંજરે કરે અને સાંજનાં કામ આખી રાત મૂકી છાંડી બીજે દિવસે સવારે કરે તેનું નામ દીર્ઘસૂત્રી.

મા માંદી પડી છે. ખાટલાવશ છે. તે કહે છે કે 'સુષમા, સૂઇ રહી બેટા! ધાબા પર ચણા સૂકવ્યા છે, રાત્રે વરસાદ આવશે. ઉતારી લાવને.' સુષમા આટલામાં પડી

ટલી આપવાની છે?' વકીલે કહ્યું કે 'એક ગિનિ!' ખેડૂત તેને એક ગિનિ આપી નમસ્કાર કરી ઘેર ગયો. ઘેર આવ્યા બાદ દીકરાઓ પાસેથી સાંભળ્યું કે તેની આજ્ઞા મુજબ બધું કામ પૂરું કરવામાં આવ્યુ છે. કેવળ ઘઉંનું એક ખેતર વઢાયાં સિવાય બાકી રહ્યું છે. ખેડૂતે કહ્યું, ત્યારે ચાલો અત્યારે જ એ ઘઉં વાઢી આવીએ.' દીકરાઓએ કહ્યું, 'આજે તો રાત પડી છે. કાલે કાપીશું તો ચાલશે. એ તરફના બધાં ખેતરો હજુ કોઈએ વાઢયાં નથી.' આ પ્રમાણે મતભેદ પડ્યો એટલે ખેડૂતે કહ્યું, 'વારુ, આજે એક ગિનિ આપી મેં ઉપદેશ ખરીદ્યો છે. તે વાંચી જોઇએ.' એમ કહી તેણે એક દીકરાના હાથમાં પેલું કવર આપ્યું. દીકરે તે ફાડી બેદરકારીથી વાંચ્યું. તેમાં લખ્યું હતું: કે 'જે કામ આ ક્ષણે થતું હોય તે આવતી ક્ષણ માટે બાકી રાખવું નહિ.' ખેડુતે આ સાંભળી ઘઉં તે જ ક્ષણે વાઢવાનો નિશ્ચય કર્યો. થોડી વારમાં બધા ઘઉં વાઢી ઘર ભેગા કરી દીધા. તે રાતે એક આશ્ચર્યજનક બનાવ બન્યો. રાતોરાત નદીમાં પૂર આવ્યું. પેલા ખેડૂતનાં અને આજુબાજુનાં બધાં ખેતરો પર પાણી ફરી વળ્યું. બધાનો પાક નાશ પામ્યો. કર્તવ્યનિષ્ઠ ખેડૂતને તેની કર્તવ્યનિષ્ઠાનો બદલો મળ્યો. તે વરસે ઘઉંના ભાવ પણ ચઢયા. તેને બમણો ફાયદો થયો. પેલા ખેડૂતે પોતાના દીકરાઓને કહ્યું, 'જોયાો, આ એક ગિનિએ આપણું હજાર ગિનિનો ફાયદો કર્યો. આ અમૂલ્ય ઉપદેશ બરાબર પાળજો.'

## પ્રકરણ ૬ ઠું : સમયનો સદુપયોગ

તમે પેલા ખેડૂતની વાત પરથી સમજ્યાં હશો કે સમયનો સદુપયોગ કરવાથી બહુ ફાયદો થાય છે. બજારનું કામ કરતાં સમય વધ્યો તેનો તેણે કેવો સુંદર ઉપયોગ કર્યો! મનુષ્ય જો પોતાના જીવનના અવસરનો આવો સદુપયોગ કરે તો તે મોટાં મોટાં કાર્યો કરી શકે. એ ખેડૂત અનાયાસે સ્ટેશન પર બેસી શકત અગર કોઈ તમાસાના મથકે જઈ બાકીનો સમય ગાળી શકત; પરંતુ તેણે તેમ ન કરતાં સદુપદેશની તપાસ કરી અને તે તપાસને અંતે તેને કેવું ઉપદેશ રત્ન પ્રાપ્ત થયું? તમે પણ તમારા બચેલા સમયનો સદુપયોગ કરશો તો ઇશ્વરકૃપાથી આવાં રત્નનાં અધિકારી થશો.

તમે બાળક છો. તમારો સમય રમતમાં પસાર થાય છે. તો પણ તમારે અત્યારથી સમયનો સદુપયોગ કરવો જોઈએ. સારી રમત રમવી એ પણ સમયનો સદુપયોગ કહેવાય. તેથી મહેનતને અંતે શરીર અને મન સ્ફૂર્તિમાં આવે છે. અને એથી નવીન કાર્યમાં મન બરાબર ખૂચે છે.

જુઓ, તમારે ઉનાળાની એક માસની રજાઓ પડે છે. એ સમય તમે કઇ રીતે ગૂજારશો? તે વખતે તમે રમશો, કૂદશો કે થોડું થોડું કામકાજ કરશો? એક દિવસના ૨૪ કલાક અને ચોવીસ કલાકની ૧,૪૪૦ મિનિટ થાય. દરરોજ

આટલી બધી મિનિટો નકામી ગુમાવશો? ના, ના, તેમ બની શકે નહિ! એક સહેલો નિયમ બતાવી દઉં છું. તે નિયમ મુજબ વર્ત્તશો તો તમને જરૂર ફાયદો થશે. તમે દરરોજ કંઇને કંઇ નવું શીખજો. નવી વાર્તા, નવું કામ, નવા શબ્દોના અર્થ વગેરે કંઈક શીખજો. જો તમે દરરોજ એક જ નવો શબ્દ શીખો તો ત્રીસ દિવસે ત્રીસ નવા શબ્દો શીખી શકો. અને વર્ષ દહાડે તેની સંખ્યા ૩૬૫ જેટલી થાય. વર્ષ આખરે આટલા શબ્દોનું જ્ઞાન એ કંઇ થોડું ન ગણાય. દર માસે જો તમે તમારી મા પાસે એકાદ નવું કામ શીખો તો બાર માસે બાર નવાં કામ શીખી શકાય. તમારા પિતાજી કને દર રવિવારે એકાદ શ્લોક શીખો તો મહીનામાં ૪ નવા શ્લોક અગર સ્તુતિપાઠ મોઢે કરી શકશો. અને એ રીતે વરસે ૪૮ શ્લોક કંઠસ્થ થઇ શકે. માટે એવો નિયમ કરો કે કંઈ પણ નવું શીખ્યા વગરનો એક પણ દિવસ ખાલી જવા દેવો નહિ. જે સમય ચાલ્યો જાય છે તે ફરી પાછો આવતો નથી. તમે નાનાં હતાં, હવે મોટાં થયાં. હવે પાછાં કંઇ નાનાં થઇ જવાનાં નથી. અમે જુવાન હતા, હવે વૃદ્ધ થયા છીએ. હવે કંઈ પાછા જુવાન થવાના નથી. ગઈ કાલે તમારો જન્મ દિવસ હતો. આજે દસ વર્ષ ઉપર એક દહાડો થયો. હવે તમારી ઉંમર કદી દશ વર્ષથી ઓછી થવાની છે? દશ વર્ષ ઉપર બે, ત્રણ, ચાર એમ દિવસો વધતા જ જવાના ઓછા થવાના નહિ. માટે દરરોજ તમારે તમારા જ્ઞાનભંડારમાં કંઈ ને કંઇ ઉમેરવું રહ્યું. પેલી મધમાખીઓની પેઠે તમારે ટીપે ટીપે કરીને આવડો મોટો મધપૂડો તૈયાર કરવાનો છે.

આટલી બધી મિનિટો નકામી ગુમાવશો? ના, ના, તેમ બની છકે નહિ! એક સહેલો નિયમ બતાવી દઉં છું. તે નિયમ મુજબ વર્તશો તો તમને જરૂર ફાયદો થશે. તમે દરરોજ કંઇને કંઇ નવું શીખજો. નવી વાર્તા, નવું કામ, નવા શબ્દોના અર્થ વગેરે કંઈક શીખજો. જો તમે દરરોજ એક જ નવો શબ્દ શીખો તો ત્રીસ દિવસે ત્રીસ નવા શબ્દો શીખી શકો. અને વર્ષ દહાડે તેની સંખ્યા ૩૬૫ જેટલી થાય. વર્ષ આખરે આટલા શબ્દોનું જ્ઞાન એ કંઇ થોડું ન ગણાય. દર માસે જો તમે તમારી મા પાસે એકાદ નવું કામ શીખો તો બાર માસે બાર નવાં કામ શીખી શકાય. તમારા પિતાજી કને દર રવિવારે એકાદ શ્લોક શીખો તો મહીનામાં ૪ નવા શ્લોક અગર સ્તુતિપાઠ મોઢે કરી શકશો. અને એ રીતે વરસે ૪૮ શ્લોક કંઠસ્થ થઇ શકે. માટે એવો નિયમ કરો કે કંઈ પણ નવું શીખ્યા વગરનો એક પણ દિવસ ખાલી જવા દેવો નહિ. જે સમય ચાલ્યો જાય છે તે ફરી પાછો આવતો નથી. તમે નાનાં હતાં, હવે મોટાં થયાં. હવે પાછાં કંઇ નાનાં થઇ જવાનાં નથી. અમે જુવાન હતા, હવે વૃદ્ધ થયા છીએ. હવે કંઈ પાછા જુવાન થવાના નથી. ગઈ કાલે તમારો જન્મ દિવસ હતો. આજે દસ વર્ષ ઉપર એક દહાડો થયો. હવે તમારી ઉંમર કદી દશ વર્ષથી ઓછી થવાની છે? દશ વર્ષ ઉપર બે, ત્રણ, ચાર એમ દિવસો વધતા જ જવાના ઓછા થવાના નહિ. માટે દરરોજ તમારે તમારા જ્ઞાનભંડારમાં કંઈ ને કંઇ ઉમેરતું રહ્યું. પેલી મધમાખીઓની પેઠે તમારે ટીપે ટીપે કરીને આવડો મોટો મધપૂડો તૈયાર કરવાનો છે.

## પ્રકરણ ૬ ઠું : સમયનો સદુપયોગ

તમે પેલા ખેડૂતની વાત પરથી સમજ્યાં હશો કે સમયનો સદુપયોગ કરવાથી બહુ ફાયદો થાય છે. બજારનું કામ કરતાં સમય વધ્યો તેનો તેણે કેવો સુંદર ઉપયોગ કર્યો! મનુષ્ય જો પોતાના જીવનના અવસરનો આવો સદુપયોગ કરે તો તે મોટાં મોટાં કાર્યો કરી શકે. એ ખેડૂત અનાયાસે સ્ટેશન પર બેસી શકત અગર કોઈ તમાસાના મથકે જઈ બાકીનો સમય ગાળી શકત; પરંતુ તેણે તેમ ન કરતાં સદુપદેશની તપાસ કરી અને તે તપાસને અંતે તેને કેવું ઉપદેશ રત્ન પ્રાપ્ત થયું? તમે પણ તમારા બચેલા સમયનો સદુપયોગ કરશો તો ઇશ્વરકૃપાથી આવાં રત્નનાં અધિકારી થશો.

તમે બાળક છો. તમારો સમય રમતમાં પસાર થાય છે. તો પણ તમારે અત્યારથી સમયનો સદુપયોગ કરવો જોઈએ. સારી રમત રમવી એ પણ સમયનો સદુપયોગ કહેવાય. તેથી મહેનતને અંતે શરીર અને મન સ્ફૂર્તિમાં આવે છે. અને એથી નવીન કાર્યમાં મન બરાબર ખૂંચે છે.

જુઓ, તમારે ઉનાળાની એક માસની રજાઓ પડે છે. એ સમય તમે કઈ રીતે ગૂજારશો? તે વખતે તમે રમશો, કૂદશો કે થોડું થોડું કામકાજ કરશો? એક દિવસના ૨૪ કલાક અને ચોવીસ કલાકની ૧,૪૪૦ મિનિટ થાય. દરરોજ

આટલી બધી મિનિટો નકામી ગુમાવશો ? ના, ના, તેમ બની છકે નહિ! એક સહેલો નિયમ બતાવી દઉં છું. તે નિયમ મુજબ વર્ત્તશો તો તમને જરૂર ફાયદો થશે. તમે દરરોજ કંઇને કંઇ નવું શીખજો. નવી વાર્તા, નવું કામ, નવા શબ્દોના અર્થ વગેરે કંઇક શીખજો. જો તમે દરરોજ એક જ નવો શબ્દ શીખો તો ત્રીસ દિવસે ત્રીસ નવા શબ્દો શીખી શકો. અને વર્ષ દહાડે તેની સંખ્યા ૩૬૫ જેટલી થાય. વર્ષ આખરે આટલા શબ્દોનું જ્ઞાન એ કંઇ થોડું ન ગણાય. દર માસે જો તમે તમારી મા પાસે એકાદ નવું કામ શીખો તો બાર માસે બાર નવાં કામ શીખી શકાય. તમારા પિતાજી કને દર રવિવારે એકાદ શ્લોક શીખો તો મહીનામાં ૪ નવા શ્લોક અગર સ્તુતિપાઠ મોઢે કરી શકશો. અને એ રીતે વરસે ૪૮ શ્લોક કંઠસ્થ થઇ શકે. માટે એવો નિયમ કરો કે કંઈ પણ નવું શીખ્યા વગરનો એક પણ દિવસ ખાલી જવા દેવો નહિ. જે સમય ચાલ્યો જાય છે તે ફરી પાછો આવતો નથી. તમે નાનાં હતાં, હવે મોટાં થયાં. હવે પાછાં કંઇ નાનાં થઇ જવાનાં નથી. અમે જુવાન હતા, હવે વૃદ્ધ થયા છીએ. હવે કંઈ પાછા જુવાન થવાના નથી. ગઈ કાલે તમારો જન્મ દિવસ હતો. આજે દસ વર્ષ ઉપર એક દહાડો થયો. હવે તમારી ઉંમર કદી દશ વર્ષથી ઓછી થવાની છે ? દશ વર્ષ ઉપર બે, ત્રણ, ચાર એમ દિવસો વધતા જ જવાના ઓછા થવાના નહિ. માટે દરરોજ તમારે તમારા જ્ઞાનભંડારમાં કંઈ ને કંઇ ઉમેરવું રહ્યું. પેલી મધમાખીઓની પેઠે તમારે ટીપે ટીપે કરીને આવડો મોટો મધપૂડો તૈયાર કરવાનો છે.

તે માખીની જાત કેટલી ઉદ્યમી છે! તેનો એક પણ દિવસ વૃથા જતો નથી. આખા દિવસને અંતે સંધ્યાકાળ વખત દિવસનાં કામોનો હિસાબ કરતી વેળા તમારે જમા બાજુ તરફ થોડો ઘણો પણ વધારો બતાવવો જ જોઇએ.

વારૂ, એક કામ કરજો. તમારા વાંચવાના ઓરડામાં એક કોરા કાગળની ચોપડી બાંધી રાખજો. અને તેમાં દરરોજ જે કંઈ નવું શીખો તે લખી રાખજો. એકાદ માસ કે પછી એકાદ વર્ષ બાદ તમે જોશો તો તમારૂં જ્ઞાન કેટલું વધ્યું તે જણાશે. તે જોઇ તમને બહુ આનંદ થશે. તે ચોપડીનાં પાનાં ફેરવતાં જશો એટલે કોઈ વસ્તુ વિસરી ગયાં હશો તે પણ યાદ આવશે. અને વરસ આખરે કોણ કેટલું શીખ્યું તે પરીક્ષકને પણ બરાબર માલમ પડશે.

વિદ્યા અને કામના સંબંધમાં જે કંઈ કહ્યું તે ઉપરાંત એક બીજા વિષય સંબંધમાં પણ કંઇક કહેવાનું છે. દરરોજ સત્કાર્ય કરજો. સત્કાર્ય વિનાનો એક પણ દિવસ જવો ન જોઇએ. તમારી ઇચ્છા હશે તો પરોપકારના પ્રસંગો અસંખ્ય મળી આવશે. ચોમેર દુઃખ, દીનતા અને શોકનો પાર નથી. દુઃખીનાં દુઃખ દૂર કરવાં, ગરીબને દાન કરવું, શોકાતુરને દિલાસો આપવો, વગેરે ઘણાં કામો તમે અનાયાસે કરી શકો. તમારાં પાડોશીનો છોકરો માંદો પડયો છે. તેની મા ખાધાપીધા વગર તેની ચાકરી કરે છે. છોકરાને ખાતર આખી રાતના ઉજાગરા કરે છે. તમે તેને ત્યાં જઇ રોટલા શાક રાંધી આવ્યાં અગર તમારે ત્યાંથી તેને માટે ખાવાનું લઇ ગયાં, અગર તો તેને બદલે

છોકરા આગળ ચાકરી કરવા બેઠાં અને તે માએ રાંધી જમવાનું કામ કરી લીધું. તમને રમતાં કૂદતાં જે કંઇ અવકાશ મળે તેમાં આવાં કામ કરો તો તમને કેટલું બધું પુણ્ય પ્રાપ્ત થાય. આવો પ્રસંગ ન મળે તો છેવટે ભિક્ષુકને એક ચપટી લોટ આપો. પરોપકાર વિના તમારો એક દહાડો પણ પસાર થવો ન જોઇએ.

## પ્રકરણ ૭ મું : કામ અને સેવાધર્મ

ખરું કામ કયું? તમારે ખરું કામ કરવાનું છે ખરું! જ્યાં આનંદ છે, ત્યાં તમારી જેટલી જરૂર છે તે કરતાં જ્યાં દુઃખ છે ત્યાં તમારી સેંકડો ગણી વધારે જરૂર છે. જ્યાં આનંદની ઝડી વહે છે ત્યાં તમે ન જાઓ ને કોઇના આનંદમાં ભંગ પડે તો જરૂર તમારે ત્યાં જવું. પરંતુ જ્યાં દુઃખ અને વ્યથા આવી રહ્યાં છે ત્યાં તમારે આનંદનું સ્થળ તજી અવશ્ય હાજર રહેવું જોઇએ.

ધારો કે એક મોટા માણસને ઘેર જવાનું આમંત્રણ આવ્યું છે. તે જ દિવસે એકાદ ગરીબના ઘરનું પણ આમંત્રણ આવ્યું છે. બંને આમંત્રણ એકી સાથે કબૂલ રાખી શકાય તેમ નથી. આવી સ્થિતિમાં તમારે ગરીબને વધારે વજન આપવું જોઈએ. કારણ કે તમે મોટા માણસને ઘેર નહિ જાઓ તો પણ તેના આનંદોત્સવમાં ખામી આવશે નહિ. પરંતુ ગરીબને ઘેર નહિ જાઓ તો તે તમારી ગેરહાજરી જોઈ બહુ દુઃખી થશે. કદાચ તેણે બધો આધાર તમારા ઉપર જ રાખ્યો હશે. આવી સ્થિતિમાં તેને ઘેર જવું એ જ ઉત્તમ છે.

ધારો કે તમે પેલા ગરીબને ઘેર જવા તૈયાર થયાં છો. એ દરમિયાન નજીકની વાડીમાં રૂદન થતું સાંભળ્યું. ગડબડ થવા લાગી. તમારે તરત ત્યાં દોડી જવું જોઇએ. ત્યાં જઇ જોતાં તમને જણાય કે નાના છોકરાને હિસ્ટરિયા આવ્યું છે. તો તરત જ તેની સારવારમાં લાગી જવું.

ગરીબને ત્યાં આમંત્રણમાં જવું તેના કરતાં આ કામ વધારે જરૂરનું ગણાય.

આનું નામ કામ. ખાવુંપીવું, પહેરવું ઓઢવું, નાચવું કૂદવું આ બધાં કંઇ કામ ન કહેવાય. તમે સામું નહિ જુઓ તેથી કંઇ કોઇનાં દુઃખ, દીનતા વગેરે ઓછાં થવાનાં નથી એમ ન ધારતાં. પ્રભુ તમારા કરતાં વધારે લાયક માણસ દ્વારા દુઃખી માણસોનાં દુઃખ દૂર તો કરવાનો જ છે. કેવળ તમે તેમ કરવાની મળેલી તક ગુમાવો છો એટલું જ.

સેવાધર્મ એ જ મનુષ્યમાત્રનો પરમ ધર્મ ગણાય છે. પ્રાણીમાત્રમાં આવી રહેલો પ્રભુ હમેશાં આપણી સેવા ગ્રહણ કરવાને તૈયાર હોય છે. બીજાની સેવા એ જ તેની ઉપાસના છે. તમને તક મળે કે તરત તેવી ઉપાસના કરવા મંડી જશો.

તમારી ચોમેર કેટલાં બધાં સેવાનાં કાર્યો પડયાં છે? ગામોનાં ગામો ઇસ્પિતાલ બનેલાં છે. તાલુકાનાં તાલુકા ગરીબોથી ખદબદે છે. દરરોજ આપણી આગળ ગરીબ, દુઃખી, પિડાતુર આદમી આવ્યાં જ કરે છે. કેવળ આપણી બેદરકારીથી આપણે એ સેવાકાર્યની તક ગુમાવીએ છીએ.

વળી બહાર જવાની પણ શી જરૂર છે ?' આપણા ઘરમાં પણ સેવાકાર્યનો કયાં તોટો છે! ત્યાંથી જ શરૂઆત કરોને ? માબાપની સેવા, ભાઇભાંડુની સેવા, સાસુસસરાની સેવા, દિયર નણંદ ભોજાઇની સેવા, સ્વામીસેવા, રોગીની સેવા, કુટુંબની સેવા, અતિથિઅભ્યાગતની સેવા, ભિક્ષુકની

સેવા, પશુપક્ષીની સેવા, એ બધી ઉપરાંત પ્રભુસેવા પણ ઘેર બેઠાં થઇ શકે છે. આ બધી સેવાઓ સેવાધર્મનો પાયો છે. આ સેવાધર્મ સાથે સમાજ ને દેશની સેવા પણ તક મળ્યે કરવી જોઇએ. પરંતુ ઘરમાં કજીઓ હોય, ઘરમાં મતભેદ હોય, આનંદનું નામ ન હોય, નિષ્ઠુર વાક્યનો વરસાદ વરસતો હોય, ઉદ્ધતાઇનો પાર ન હોય, સ્વાર્થની હદ ન હોય, તિરસ્કાર ને અનાદર ઘર કરી બેઠાં હોય અને બહાર સેવાધર્મ બજાવવા જઇએ એ તો એક જાતની મશ્કરી જ કહેવાય. એ તો આપણો એક જાતનો દંભમાત્ર કહેવાય. તમે તમારાં અતિ નજીકનાં માણસને પોતાનું બનાવી શકતાં નથી તો પછી પારકી સેવા તમારે માંટે વિડંબના માત્ર નથી? તમે પહેલાં ઘરની સેવા બજાવવાનો તનતોડ પ્રયત્ન કરો. ત્યાં જ ખરો સેવાધર્મ બજાવો. ઘર સિવાય સેવાધર્મ શીખવાની બીજી એકે નિશાળ નથી.

## પ્રકરણ ૮ મું : સહનશીલતા અને ધૈર્ય

ઘરને આંગણે કેળવવા યોગ્ય એક મુખ્ય સદ્દગુણ તે ધૈર્ય છે. આ સદ્દગુણ જેટલા પ્રમાણમાં આપણામાં વિકાસ પામે તેટલા પ્રમાણમાં આપણે કેળવાએલાં ગણાઈએ. ધૈર્ય અને સહનશીલતા વિના સંસાર એક ડગલું પણ ચાલી શકતો નથી. જે સંસારમાં તમે એક શબ્દમાત્રથી દીવાસળીની માફક સળગી ઊઠો, અને જ્યાં બીજું કોઇ પાનમાં ચુનો ઓછો પડયો એ ખાતર આખું ઘર માથે ચડાવે તો તે ગૃહસંસાર એક મિનિટ પણ ન ચાલે. ત્યાં તો ક્ષમા, ધૈર્ય અને સહનશીલતા જોઇએ. પરંતુ આપણામાં એમાંનું કંઈ નથી. તમે બીજાંને સમજતાં નથી. બીજાં તમને સમજતાં નથી. બધાં પોતપોતાનું જ સમજે છે. પોતપોતાનાં સુખદુઃખ સિવાય બીજાનાં સુખદુઃખ પણ હોઈ શકે એવો ખ્યાલ પણ હોતો નથી. માટે આપણા સંસારમાં શાંતિ નથી, સુખ નથી. પરંતુ આદર્શ ગૃહિણીનો સંસાર તેવો હોતો નથી. અથવા જેઓ આદર્શ ગૃહિણીના હાથ નીચે કેળવાએલાં હોય તેના સંસારમાં પણ એવું બનતું નથી. તમે કદી તમારો કક્કો ખરો કરતાં શીખતાં નહિ. ઘરનાં બીજાં માણસો પણ તમે તેમ કરશો તો તમારા જેવાં બની જશે. તમે બીજાંને સમજતાં શીખશો તો બીજાં તમને સમજતાં શીખશે. પરસ્પર પરસ્પરને સમજતાં

શીખે તો પછી અશાન્તિનું નામ જ નહિ રહે. પરંતુ આપણામાં ઘણેખરે ઠેકાણે ભાઈ વચ્ચે, ભાઇ બહેન વચ્ચે, પતિ પત્ની વચ્ચે કાયમ અસહનશીલતાનો નાટક ભજવાયાં કરે છે. કોઇ કોઇને ક્ષમા કરવા ઇચ્છતું નથી. દરેક એકાદ કડવો શબ્દ સંભળાવી દેવાનો લોભ છોડી શકતું નથી. પણ આથી લાભ શો ? કંઈ જ નહિ. કેવળ અશાંતિ ને અનુતાપ સિવાય બીજું કંઇ જ નહિ. જરા ઓછાં સ્વાર્થી બનો, જરા વધારે ક્ષમાશીલ બનો, સહેજ ધૈર્યશીલ થાઓ તો આવી અશાંતિ જરૂર ઓછી થઈ જાય. આવી અશાંતિનો સંસારમાં પાર નથી. તમે ધારો તો તે ઓછી કરી શકો. આવી અશાંતિને વધારવાથી તમને શો લાભ થવાનો છે ?

સર્વ સદ્‌ગુણોમાં આ ધીરજનો ગુણ બહુ જ ધૈર્ય રાખી શીખવો પડે છે. તમે નાહી રહ્યાં છો. મા પાસે લૂગડાં માગો છો. મા કહે છે, ‘ તારાં લૂગડાં હું હાથમાં લઈ બેઠી છું ! ગમે ત્યાં ફેંકી દે છે તે ખોળી લે. નહાતાં પહેલાં પહેરવાનાં કપડાં ઠેકાણે રાખી જતી હોય તો શું અડચણ પડે ? ’ તમે આ સાંભળી કહો છો કે ‘ મા, તું બધાં પર ચિઢાયા જ કરે છે. ચૂલામાં ગયાં તારાં લૂગડાં ! હું ભીને લૂગડે જ ઉભી રહીશ.’ એમ કહી તમે ભીને લૂગડે ઉભાં રહો છો. ભીના લૂગડાંમાંથી પાણી નીતરે છે. ભીના વાળમાંથી પાણીનાં ટીપાં પડે છે. મા આ જોઈ તમારાં કપડાં આંગણાંમાં ફેંકે છે. તમે ગુસ્સાથી લાલચોળ બની ગયાં છો. હજુ જેમ ને તેમ ઉભાં છો. લૂગડાં બદલતાં નથી. તમારી મા એક બે વાર જતાં આવતાં

તમને જેમને તેમ ઉભેલાં જુએ છે. છેવટે ન છૂટકે તે તમારા પર હાથ ઉપાડે છે. બેચાર લાતો પડે છે. તમે ભેંસની પેઠે બરાડવા માંડો છો. આડોશી પાડોશી ભેગાં થાય છે. વારુ, કહો જોઉં, આ બધી ધમાલનું કારણ શું? ફક્ત તમારામાં સહનશીલતાની ખામી, કેવળ તમારામાં ધૈર્યની ખામી છે તે જ કે બીજું? લૂગડાં કેકાણે રાખી નહાવા બેઠાં હોત તો કંઈ હતું! વાંક તમારો છે. જો તમે તમારી માની શીખામણ સાંભળી બોલ્યાં હોત કે 'મા, મારી ભૂલ થઈ ગઈ. આજે લૂગડાં આપ. હવે એવું કદી નહિ કરું' તો માનો ગુસ્સો ઉતરી જાત. અને તે તમને હસતે વદને કપડાં આપત. એ તમારે સમજવું જોઇતું હતું. કે મા તે વખતે રાંધવાના કામમાં રોકાઈ હતી. પરંતુ તમે સમજ્યાં નહિ. તમે કેવળ તમારું સુખ જ સમજતાં હતાં. જુઓ, તમે કેટલાં સ્વાર્થી બન્યાં! ભૂલ જ્યારે તમારી જ છે તો પછી ગુસ્સે થવું ન શોભે. માએ પણ ધૈર્ય રાખવું જોઇએ. છોકરીએ ભૂલ કરી તે ખાતર એટલાં બધાં કઠોર વચનો ઉચ્ચારવાં ન જોઇએ. 'આજે તો કપડાં આપું છું, પણ હવેથી તારે દરરોજ કપડાં લઇ નહાવા જવું.' એમ કહ્યું હોત તો તે વચનોનું તમારી પાસે વજન પડત અને નકામો કંકાસ થયો તે થાત નહિ.

ગૃહસંસારમાં જેટલી ધીરજની જરૂર છે તેટલી બીજા કોઇ સદ્‌ગુણની જરૂર પડતી નથી. લડાઈના મેદાન પર લડવૈયા લડાઈ કરે છે, વેપાર કે હુન્નરઉદ્યોગમાં જે માણસ પૈસો પેદા કરે છે અગર સ્વદેશ પ્રેમી પોતાના દેશ

માટે જે તનતોડ મહેનત કરે છે તેને જેટલી ધીરજ રાખવી પડે છે, તેથી ઓછી ધીરજ ગૃહસંસારને માટે ભાગ્યે જ ઉપયોગી નીવડે છે. તેના જેટલી જ સહનશીલતા અને તેના જેટલી જ બહાદુરીની ઘરને આંગણે ગૃહિણીને પણ જરૂર પડે છે. માનવ જાતિ આ ગૃહસંસાર માં જ જન્મે છે, ઉછરે છે અને તેનાં મૂળ પણ અહીં જ નંખાય છે. કયું બાળક કેવું થશે તેનો નમુનો આ ગૃહસંસારમાં જ તૈયાર થાય છે! અહીં કેટલી અડચણો, કેટલી પીડાઓના ઉપદ્રવો, કેટલાં બધાં કઠોર વચનો વીરની માફક સહન કરવાં પડે છે તેની હદ નથી. આદર્શ ગૃહિણીના ઇસારાથી કુટુંબનાં બધાં લડવૈયા જેવી નિપુણતાથી બધાં કાર્યો પાર પાડે તેની સાથે સરખાવવા જેવું આ દુનિયામાં બીજું એકેય નથી. સંસારક્ષેત્રમાં નારીજાતિને માટે એટલાં બધાં કામ છે કે તે બધાં સુંદર રીતે બજાવવાનું કાર્ય અતિ કઠણ છે. એ બધાં કામો પરિપૂર્ણ કર્યા સિવાય, તેને તરછોડ્યા સિવાય કે અધુરાં મૂક્યા સિવાય બીજે નજર ફેંકવા જેટલી ફુરસદ કોઇ પણ રીતે મેળવી શકાય તેમ નથી.

પુરુષોમાં ધૈર્ય અને કઠોરતા છે પરંતુ ગૃહસંસારમાં સ્ત્રી વર્ગ જે કોમળતામિશ્રિત ધૈર્ય દર્શાવે છે તેની તુલના થઇ શકે તેમ નથી. બહારની ગડમથલમાં જે કોમળતા નષ્ટ થવાની બીક રહે છે, તે કોમળતા ગૃહસંસારની ગડમથલમાં નષ્ટ થતી નથી. અને તેથી જ સ્ત્રીજાતિ પુરુષ જેટલી કઠણ થઈ શકતી નથી.

તમે બધું સહન કરનારી પૃથ્વીના જેવી ધૈર્યશીલ બનો ઘરના આંગણાને ધૈર્ય, શૌર્ય, જ્ઞાન, ધર્મ અને શાંતિનું સ્થળ બનાવો. જ્યારે તમારામાં ધૈર્યની ઉણપ માલમ પડે ત્યારે ધૈર્યના અખૂટ ભંડાર ઇશ્વર પાસેથી તેની માગણી કરજો. તે તમને ધૈર્ય, સહનશીલતા, સુખ અને શાંતિ આપશે.

## પ્રકરણ ૯ મું : લજ્જા

લજ્જા સ્ત્રીવર્ગનું શ્રેષ્ઠ ભૂષણ છે. નિર્લજ્જ સ્ત્રી હજારો આભૂષણોથી પણ સુંદર લાગતી નથી. શરમાળ સ્ત્રી ઘરેણાં પહેર્યાં ન હોય છતાં સારી દેખાય છે.

બેડોળને લજ્જા સુંદર બનાવે છે. સુંદરને નિર્લજ્જ પણું બેડોળ બનાવે છે. જો તમને સુંદર બનવાનું ગમતું હોય તો લજ્જાશીલ બનજો.

જૂનાં કપડાં પહેરેલી લજ્જાશીલ સ્ત્રી રાજમાર્ગ પર થઇને જતી હોય તો લોકો તેને માનપૂર્વક રસ્તો આપે છે; પરંતુ શરમ વિનાની રમણી ફક્કડ કપડાં પહેરેલી જતી હોય તો લોકો તમાસો જોવાનો હોય તેમ તેના તરફ જોઇ રહે છે, તેના તરફ માન દર્શાવતા નથી. અહીં માન કંઈ કપડાંલત્તાંને મળતું નથી, પરંતુ લજ્જાને મળે છે. તમે લજ્જારૂપ વસ્ત્રાભૂષણથી વીંટળાઇ શોભિતાં બનશો તો બધા લોકો તમને આદરમાન આપશે.

પુરુષોની સાથે વાતચીત કરતી વેળા જીવનપર્યંત નીચેના નિયમો પાળજો.

૧. માથું નીચું નમાવી વાત કરશો.

૨. જરૂર વિના પુરુષો સમક્ષ જશો નહિ.

૩. પુરુષોની સમક્ષ જવાની જરૂર પડે તો કામ પૂરું થાય કે તરત પાછાં ચાલ્યાં આવશો.

ધારો કે તમારા પિતા ઓફિસમાં બેઠા બેઠા ભાઈબંધ દોસ્તદારો સાથે વાતચીત કરે છે. તમારી માએ તમને ત્યાં પાનસોપારી આપવા મોકલ્યાં. તમે પાન આપી વાતચીત સાંભળવા ઊભાં. તમારી ત્રણ ચાર વર્ષની બહેન પહેરવાનું ઝભલું બગલમાં મારી તમારા પિતાના ખોળા પર ચઢી બેસે એ ઠીક છે પણ તેથી કંઈ તમે આવડાં મોટાં થઈ કેવળ કુતૂહલ ખાતર ત્યાં ઊભાં રહો તે ન પાલવે. પરણેલી દીકરીને પણ મા આવું કામ સોંપી શકે. તેણે નીચી નજર રાખી ધીમે પગલે જઈ પાનસોપારી પિતા પાસે મૂકી આવવાં પણ એ કામ પૂરું થાય કે તરત પાછું ચાલ્યું આવવું. કમાડ પાછળ છુપાઈ શી વાતચીત થાય છે તે સાંભળવાની વૃત્તિ સારી નથી. એ તો બેશરમી ગણાય.

નાનાં છોકરાં નવાં કપડાં પહેરાવીએ કે તરત બધાંને બતાવી આવે છે અને બીજાં માણસો લૂગડાંને સારાં કહે છે તો આનંદ પામે છે, પરંતુ મોટી છોકરીઓ નવાં કપડાં પહેરી પાડોશીને બતાવવા નીકળે અગર એવી જગાએ ઊભી રહે કે બધાંની નજરે પડે તો તે ઠીક લાગતું નથી. આ બાબતમાં પણ સારી ટેવ પાડવી જોઈએ. સુરુચિ કેળવવી જોઈએ. શું કરવું ને શું ન કરવું વગેરે બાબતનું જ્ઞાન નાનપણથી થવું જોઈએ.

લજ્જા, કોમળતા અને સ્નેહશીલતા એ સ્ત્રીઓનું સ્ત્રીત્વ છે. તમે ગમે ત્યાં હો, ગમે ત્યાં જાઓ, ગમે તેવી સ્થિતિમાં આવી પડો તો પણ આ ત્રણ ગુણોનો કદી ત્યાગ કરતાં નહિ. એ ત્રણ ગુણોને અમૂલ્ય રત્નરૂપ માની સદા સાચવજો.

પારકાનું દુઃખ જોઈ તમને દુઃખ થાય, બીજાના દુઃખોને તમારાં પોતાનાં દુઃખો માની શકો તો અમે તમને જરૂર દયાળુ કહીશું. દયાળુપણા વિના ખરો પરોપકાર પેદા થતો નથી. યશ ખાતર, આબરૂ ખાતર, લોકોને દેખાડવા ખાતર પરોપકારી બનનારા તો ઘણા છે, પરંતુ પારકા દુઃખને પોતાનું માન્યા સિવાય કરેલો પરોપકાર ખરો પરોપકાર નથી.

આપણી આજુબાજુ દીન દુઃખી મનુષ્યોનો તો પાર નથી. આપણે શું એ બધાંના દુઃખે દુઃખી થઇએ છીએ? કોઇ ફાટાંતૂટાં લુગડાંવાળું, ટાઢથી થરથરતું, મેલું ઘેલું માણસ આપણી આગળથી પસાર થાય તો આપણે મોં ફેરવી લઇએ છીએ; તેનું દુઃખ આપણા દિલને સ્પર્શ કરતું નથી. હૃદયની જે વૃત્તિ આપણને પારકા દુઃખે દુઃખી કરે તે વૃત્તિનું અનુશીલન આપણે બાળપણથી જ કરવું જોઈએ. એ વૃત્તિ બાળપણથી જ કેળવી હોય તો જ એવી લાગણી પેદા થાય!

આપણે સ્વાર્થી બની ગયાં છીએ. તમે સંસારમાં પડયા પછી પરોપકારની લતે ચડશો તો કેટલુંય સાંભળવું પડશે. કોઇ કહેશે કે 'પહેલાં ઘર સંભાળો.' કોઇ કહેશે: 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો.' પરંતુ તમે કદી આવી વાતો પર લક્ષ આપશો નહિ. ભલેને બે જણ

ાંડ સૂઇ શકે તેટલી જગા હોય, તો પણ એકાદ નિરાશ્રિત મતિથિને આશ્રય આપી સૂવાની જગો કરી આપશો અને એમાં કૃતકૃત્યતા માનશો. એકલાં રહેવાથી કદી આરામ મળે અને નિરાશ્રિતને જગા કરી આપતાં કદી બંનેને અડચણ વેઠવી પડે. પરંતુ એમાં જ દયા સમાએલી છે. બીજાનાં દુ:ખમાં ભાગ લેવાનો મહિમા બહુ મોટો છે.

નાનપણથી હૃદયની આ વૃત્તિ કેળવવાની બહુ જરૂર છે. તમે જમવા બેઠા છો, તે દરમ્યાન એક ફાટાંતૂટાં કપડાં વાળા એક ભિખારીએ આવી પોતાને ભૂખ લાગી છે એમ જણાવ્યું. તેને હાંકી કાઢી શું તમે જમવા બેસશો? ના, ના, તેને તમારા ભોજનમાંથી અર્ધું આપી દો. તેથી જરૂર તેની ભૂખ શાંત પડશે.

ધારો કે તમે નિશાળેથી છૂટી ઘેર જાઓ છો. થોડા થોડા વરસાદ વરસે છે. વરસાદના પાણીથી રસ્તાની બંને બાજુએ આવેલી ગટર ભરાઇ ગઇ છે. એક નાની સરખી ભિખારીની છોકરી એ ગટરમાં પડી ગઇ છે, અને ડુબકાં ખાય છે. આજુબાજુ બીજાં માણસો નથી. તો તમે શું કરશો? તમે તરતજ છત્રી બંધ કરી દો છો. દફતર છત્રીમાં વીંટાળી દો છો. તે બગલમાં મારી પેલી છોકરીને તાણો છો. પણ હજુ તમે નાનાં છો. તમારાથી એ છોકરીને રસ્તા પર લાવી શકાતી નથી. તમે પ્રયત્ન કરો છો પણ તેને તણાતી અટકાવ્યા સિવાય બીજું કંઇ તમારાથી થઇ શકતું નથી. એટલામાં કોઇ ઘોડેસ્વાર થઇ આવી ચઢે છે. તે તમને મદદ કરે છે. પેલી છોકરીને બહાર કાઢે છે, તેનાં

કપડાં નીચોવી નાખે છે, તમને શાબાશી આપે છે. તમારાં પુસ્તકો પલળી ગએલાં જોઇ નવાં અપાવે છે અને તમારાં બધાંને મોઢે બહુ જ વખાણ કરે છે. બોલો, તમને હવે કેટલો આનંદ થશે? અને ધારો કે એ રીતે તમારાં વખાણ કરનાર કોઈ ન આવી ચઢે, તમારી પલળેલી ચોપડીઓ તમારે એમને એમ સૂકવી ચલાવવી પડે, તો પણ શું? તમારૂં કર્ત્તવ્ય તમારે બજાવવું જ રહ્યું. કોઈ ન જુએ તો પણ બધાંનો ઉપરી પરમેશ્વર તો તમારાં કાર્યનો સાક્ષી છે જ. તે કદી તમારાં સુકૃત્યને જોયા સિવાય રહેતો નથી.

## પ્રકરણ ૧૧ મું : જીવનનું લક્ષ્ય

એક ઈન્સ્પેકટર સાહેબે નિશાળની તપાસણી કરતાં ઊંચામાં ઊંચા વર્ગના વિદ્યાર્થીને પૂછ્યું કે 'તમે ભણો છો શા માટે?' વિદ્યાર્થીએ ચોપડીઓમાં વાંચ્યું હતું કે 'જે ભણે છે તે પૈસા કમાય છે.' માટે તેણે જવાબ આપ્યો કે 'પૈસા કમાવા માટે, નોકરી કરવા માટે, ગાડીઘોડા ખરીદવા માટે અમારે ભણવાની જરૂર છે.' ઇન્સ્પેકટરે લગભગ બધા વિદ્યાર્થીને આ પ્રશ્ન પૂછ્યો. બધાએ લગભગ આવો જ જવાબ આપ્યો. આ સાંભળી તેણે ગંભીરપણે ભગવાનનાં છ જાતનાં ઐશ્વર્યનું વર્ણન કરતો એક શ્લોક બોલી શિક્ષકને કહ્યું કે 'ઐશ્વર્ય અને ગાડીઘોડાની પ્રાપ્તિ એ જ કેળવણીનો ઉદ્દેશ છે, એવું ન શીખવતાં સકલ પ્રકારનાં ઐશ્વર્ય, યશ, કીર્તિ, શ્રી, જ્ઞાન, મુક્તિ વગેરેનો આધાર પરમાત્માને જાણવો એ જ આ ભણતરનો મૂળ હેતુ છે, એ બાળકોને સમજાવવું જોઇએ!' ત્યાર બાદ તેણે બાળકોને સરળ ભાષામાં ઉપદેશ આપતાં કહ્યું કે 'આ બધાંનો, ધન, જન, ઐશ્વર્ય, ગાડીઘોડા વગેરેનો જે બનાવનાર છે, તેના વિષે જાણવું એ જ ભણવાનો મુખ્ય હેતુ છે. એ વાત તમારે કદી ન ભૂલવી.' ઇન્સ્પેકટર સાહેબ એક સાધુ પુરુષ હતા. તેનો સત્સંગ અફળ ગયો નહિં. આ વચનો સાંભળનારામાંનો એક આજે ઉત્તમ સંન્યાસી તરીકે પંકાય છે. તે જ્યારે ત્યારે કહ્યા જ કરે છે કે 'એ

ઇન્સ્પેક્ટર સાહેબ જ મારા ગુરુ છે. તેને હું હજારો વાર પ્રણામ કરું છું. તેના એ ઉપદેશના પ્રતાપે આજે હું સંન્યાસી બન્યો છું. તેમણે કહેલો શ્લોક હજુ મેં કંઠસ્થ રાખ્યો છે!' પરંતુ માતાઓ, આજ તમને આ દૃષ્ટાંત આપવાનું કારણ એટલું જ છે કે તમે તમારા વંશધરોને આ ઇન્સ્પેક્ટર સાહેબનો ઉપદેશ આપજો. ખરી રીતે જોતાં માનવ જીવનનો અગર કેળવણીનો ઉદ્દેશ ખાવું, પીવું, કપડાં પહેરવાં, ચાકરી કરવી, યશ મેળવવો, પૈસો પેદા કરવો એ તો ગૌણ છે. એ તેમને બરાબર સમજાવજો. બાળપણથી જ આ ઉચ્ચ હેતુ તેના સમક્ષ રજૂ કરજો.

ટુંકામાં કહીએ તો 'સારાં થવું' એ જ જીવનનો હેતુ છે. વૃદ્ધો પણ એ જ કહી ગયા છે. કેળવણીનો હેતુ પણ એ જ છે. પરંતુ જરાતરા સારાં થવું એ કંઇ બસ નથી. એટલાં સારાં થવું કે ધ્રુવ પ્રહ્‌લાદની પેઠે ઇશ્વર દર્શન પ્રાપ્ત થાય. એક દિવસ એ પરમ દયાળુ પ્રભુનો સ્પર્શ અનુભવવા જેટલી શક્તિ આવે, તેના શબ્દ સાંભળવા જેટલી શ્રવણ શક્તિ પ્રખર બને. પરંતુ તેનો ઉપાય શો? એનો ઉપાય પણ જૂના જમાનાના માણસો નક્કી કરી ગયા છે. ધ્રુવ પ્રહ્‌લાદની પેઠે તેને ખરા દિલથી ચાહવો અને શરીરનાં પ્રત્યેક અંગઉપાંગ વડે તેને બોલાવવો. પરંતુ સંસારમાં આ ઉપાય સામે અડચણોનો પાર નથી. એ બધી અડચણો સામે ટક્કર ઝીલી ઇશ્વરના ચરણમાં મન કઇ રીતે પરોવવું તે બાબતની વ્યવસ્થા કરવામાં આપણા વડવાઓએ પુષ્કળ બુદ્ધિ વાપરી છે. સવારમાં ઊઠી તેનું

નામ લેવું; બહાર જતી વખતે તેનું નામ લઈ ડગલું ભરવું; લખવા બેસતી વેળા તેનું સુધામય નામ લખ્યા બાદ લખવાનું શરૂ કરવું. કયાંય મુસાફરીએ જવું હોય તો તેનું નામ લઇ યાત્રા શરૂ કરવી. દુઃખ આવી પડયું છે; તેનું નામ લો. ઘેર આનંદોત્સવ થાય છે. પહેલાં તેની પૂજા કરો. દવા પીવાની છે. પહેલાં એ સર્વ આરોગ્યનાં અધિષ્ઠાતાનું નામ લો અને પછી દવા પીઓ. જમવા બેસતી વેળા તેને નૈવેદ્ય ધરાવી જમો. અને સૂતી વેળા તેનું શાંતિમય નામ લેતાં લેતાં નિદ્રા લો.

## પ્રકરણ ૧૨ મું: ઉપાસના

રસ્તા પર ચાલતાં ચાલતાં ઠેસ વાગે એટલે બાળક જેમ દોડતું દોડતું મા પાસે દોડી જાય અને માનાં ખોળામાં મુખ રાખી રડી પડે, તેમ સંસારનાં સુખ દુઃખથી અકળાઇ આપણે એ સર્વસંતાપહારક પરમેશ્વરના ચરણમાં આપણી વ્યથા જણાવવા ઇચ્છીએ છીએ. અને તે દયાળુ જ્યારે માતાની માફક સ્નેહથી આપણા ક્ષતસ્થાન પર હાથ ફેરવે છે ત્યારે આપણે તેના ચરણમાં માથું રાખી બધી વ્યથા વિસરી જઈએ છીએ.

રસ્તે ચાલતાં ચાલતાં બાળક જેમ રસ્તાની બાજુ પરની કોઇ ચીજ જોઈ પિતાને પૂછે છે કે 'બાપા, એ શું છે?' અથવા બાળક જેમ રસ્તો ભૂલે તો 'ઓ બા, ઓ મા,' કહી રડી પડે છે અગર બે રસ્તા ફાટતાં પૂછે છે કે 'બાપુજી, હવે કયે રસ્તે જવું?' તેમ જો આપણે સંસારના માર્ગ પર ચાલતાં સારું નરસું ન સમજી શકીએ તો એ સર્વ જ્ઞાનના આધાર પરમ પિતાને પૂછીએ કે 'ઓ પિતા! હવે હું કઇ દિશામાં જાઉં?' ખરા અંતઃકરણથી પૂછેલા આ પ્રશ્નનો જવાબ અવશ્ય મળશે. પ્રભુ આપણને સરલ ને સીધો રસ્તો બતાવશે અને જરૂર પડશે તો આપણો હાથ પકડી આપણને સારા રસ્તાના પ્રવેશદ્વાર સુધી પહોંચાડી દેશે.

આપણને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે એ પરમ પિતાને શરણે જઇએ છીએ. તેની પાસેથી માતાનો સ્નેહ, પિતાનું જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર પડે ત્યારે આપણે તેની

પાસે જઇ પહોંચી જઇએ છીએ. તો પછી શું આપણે એટલા બધા સ્વાર્થી છીએ કે તે સમય સિવાય બીજે કોઈ વખતે એ દયામયને યાદ જ ન કરીએ? કામ સિવાય શું માબાપ પાસે અમસ્તાં નથી જતાં? માબાપ પાસે જવું કોને ન ગમે! તો પછી આપણે પ્રભુને પણ ગમે તે વખતે યાદ કરવો જોઇએ. સુખમાં ભૂલી જવો ન જોઇએ. તેની આગળ મનની બધી વેદના પ્રગટ કરવી જોઇએ અને તેની પાસેથી મળતું આશ્વાસન સાદરે માથે ચઢાવવું જોઇએ.

પરંતુ તેમાં અનેક હરકતો આવે છે. હરકતો બાળકની રમત જેવી છે. બાળક જ્યારે રમતમાં પડે છે ત્યારે તે ખાવું પીવું, ઊંઘવું વગેરે બધું ભૂલી જાય છે. મા કે બાપ હજાર વાર બોલાવે તો પણ તેના તરફ તેનું ધ્યાન રહેતું જ નથી. આપણો આ સંસાર પણ બાળકની એ રમત જેવો છે. એ રમતમાં આપણે પ્રભુ રૂપી પિતાને વિસરી જઇએ છીએ. સ્ત્રી, પુત્ર, પરિવારમાં આપણે એટલાં બધાં ગૂંથાઇ રહીએ છીએ કે બાળકને જેમ તેની વહાલી રમતમાંથી ખવરાવવા પીવરાવવા માટે હાથ પકડી લઇ આવવું પડે છે તેમ આપણે આપણાં મનને પણ તેવી રીતે ઉપાસના માટે ખેંચી લાવવું પડે છે. આપણે હંમેશાં નિશ્ચિત સમયે પ્રભુ પ્રાર્થના કરવી જોઈએ.

અને વળી એ પ્રભુપ્રાર્થના કરવા બેઠા પછી પણ કેટલી હરકતો આવી પડે છે! આપણે પ્રભુપ્રાર્થના કરવા એકાંતમાં બેસીએ કે તરત આપણા મનમાં સંસારની સેંકડો ચિંતા કેટલી બધી ઊભરાય છે! આપણે વારંવાર તેને હાંકી

કાઢવાનો પ્રયત્ન કરીએ છીએ, પણ તે તો 'દલબદ્ધ થઇ આપણા મનને ઘેરી વળે છે. પરંતુ બાળપણમાં આ બાબતમાં ઘણી સગવડ છે. તે વખતે સંસારની ચિંતા બહુ ઓછી હોય છે. મન સરલ અને નિશ્ચિંત હોય છે. તે વખતથી જ જો આપણે પ્રાર્થના કરવાની ટેવ પાડી હોય તો આગળ ઉપર આપણને બહુ મુશ્કેલી વેઠવી પડશે નહિ. લોકો કહે છે કે ધર્મને માટે વૃદ્ધાવસ્થા છે. એ વાત સાચી છે. પરંતુ બાળપણના સરલ મનમાં જો ઇશ્વિરભક્તિનાં બીજ વાવ્યાં નહિ હોય તો સંસારની ચિંતાથી ભરપૂર વૃદ્ધાવસ્થામાં એ બીજ વાવવાનું કામ સુગમ નહિ થાય. વળી કેટલાક લોકો કહે છે કે ઇશ્વિરભક્તિ કરવી એ કંઇ સહેલી વાત છે. એ શું છોકરાંનું કામ છે?

વાત ખરી છે. ઇશ્વિરભક્તિ કઠણ છે ખરી, પણ જેટલી કઠણ છે તેટલી જ તે સરળ છે. જો કોઈ માણસને પ્રેમ પ્રાપ્ત કરવાની, પૈસો પેદા કરવાની કે સાંસારિક ઉન્નતિની ઇચ્છા થાય તો તેણે કેટલા બધા માણસોની ખુશામત કરવી પડે! કેટલે સ્થળે, કેટલું દુઃખ વેઠી ભટકવું પડે! કેટલા માણસોને વિનવવા પડે! પરંતુ ઇશ્વર સર્વવ્યાપી છે. તમે જ્યાં જાઓ ત્યાં તે વિરાજમાન છે. તમારી નજીક છે, તમારી આજુબાજુ છે. તમને સ્પર્શ કરી રહ્યો છે, તમને ભેટી રહ્યો છે. જો આમ છે તો પછી તેની ઉપાસના કરવાનું કામ કઠણ શી રીતે? તેને ખોળવા માટે કંઇ તમારે આમ તેમ ભટકવા જવું પડે તેમ નથી.

વળી જુઓ. તમે કોઇ માણસને ચાહો છો. તેની

પ્રીતિ મેળવવા પ્રયત્ન કરો છો. પણ તે કેટલું બધુ કઠણ કામ છે! તમારે તેની પાસે જવું જોઇએ. તમે તેને ચાહો છો એમ જણાવવું જોઈએ. મહા મુશીબતે તેને તમારા તરફ વિશ્વાસ પેદા કરાવવો જોઈએ. મનુષ્યનું મન મેળવવું એ શું સહેલી વાત છે? એમ કરતાં કેટલી વાર અવિશ્વાસ પેદા થાય છે, કેટલી વાર સંદેહ પેદા થાય છે! પરંતુ ઇશ્વર સર્વનો અંતર્યામી છે. તમારા મનમાં, તમારા અંતરના ઊંડા ભાગમાં તેના તરફનો પ્રેમ સ્ફુરશે કે તરત તે જાણી શકશે. તેને ચાહવા કરતાં બીજાને ચાહવાનું કામ ખરેખર અતિશય કઠણ છે!

પરંતુ હું કે તમે જેને જોઇ શકતાં નથી. તેને ચાહી શકીએ શી રીતે? કેમ? જે બાળકે તેના પિતાને કદી જોયો નથી. સમજ આવ્યા પહેલાં જેના પિતા મરણ પામ્યા છે તે શું તેના સ્વર્ગસ્થ પિતાને ચાહી ન શકે? અવશ્ય ચાહી શકે. ખૂબ ચાહી શકે! તેણે તેના પિતાને જોયો તો નથી. છતાં સવાર સાંજ પોતાના પિતાની છબી સામે હાથ જોડી ઊભા રહી તે શા માટે પ્રણામ કરે છે? તેની મા તેના પિતાની એ પાદુકાને સવાર સાંજ પ્રણામ કરે છે ત્યારે તે પણ પોતાનું નાનકડું મસ્તક શા માટે નમાવે છે? બાળક રાતદહાડો કેટલીય વાર તેના પિતાની વાત પોતાની માતાને પૂછયા કરે છે! તેના પિતાના જીવનપ્રસંગોની કેટલીય વાતો તેણે માતાના મુખે સાંભળી છે છતાં હજુ તે વાતો ફરી ફરીને સાંભળવા માગે છે. તે જેમ જેમ વધારે સાંભળે છે તેમ તેમ તેને તૃપ્તિ થતી જ નથી.

છેવટે કહે છે કે 'મા, તું મારા બાપની બધી વાતો કહે. હું મોટો થઇશ એટલે એ બધી લખી રાખીશ.' આ રીતે આપણે એ સરલ બાળકની પેઠે પ્રભુના ચરણમાં સવાર સાંજ બે વખત માથું કેમ ન નમાવી શકીએ! આપણે કેટલાય જન્મોથી તેની પાસેથી છૂટાં પડયાં છીએ! તેને લગભગ વિસરી ગયાં છીએ. શા માટે? જે બાળકનો પિતા દૂર દેશાવર ગામતરાં ખેડતો હોય તે શું તેના પિતાને ભૂલી જાય છે? ના, તેમ બનવું અસંભવિત છે. દર અઠવાડિયે પોતાના પિતાના પત્રની રાહ જોતો એ ઊભો જ હોય છે. પત્ર મળે કે તરત મા પાસે લઇ જાય છે. મા કાગળ વાંચી રહે ત્યાં સુધી તેના મોં સામું જોઇ ચૂપચૂપ બેસી રહે છે. મા પત્ર વાંચી રહે કે તરત પૂછે છે કે 'બાપુજી, ક્યારે આવવાના છે?' ત્યારે શું તે તેના પિતાને ચાહતો નથી? ઘણા દિવસથી છૂટો પડયો છે છતાં તે તેને ભૂલી ગયો નથી. પિતાને તે કોઇ ભૂલે ખરું! 'મા, પિતાજીને હવે ક્યારે રજા પડવાની છે. આ વખતે તો તે મારે માટે એક સુંદર ચોપડી લાવવાના છે. એ ચોપડી કેવી હશે? તેમાં પુષ્કળ ચિત્રો હશે નહિ વારૂ!' આવી રીતના પુષ્કળ પ્રશ્નોના પ્રવાહ આગળ બાળકનો પિતા પ્રત્યેનો પ્રેમ પ્રગટ થઇ જાય છે. કદાચ બાળક પોતાની ભાંગીતૂટી ભાષામાં કાનો-માત્રા વિનાનો પત્ર લખી તેની માને આપે છે અને કહે છે કે 'મા, તું આ પત્ર પિતાજીને બીડજે.' બે અઠવાડિયાં સુધી પિતાનો પત્ર ન આવે તો તે તેની માને તાર કરવાનું જણાવે છે. બાળક પિતા ખાતર જો આટલું બધું કરી શકે તો આપણે કંઇ પણ ખર્ચ કર્યા વગર, તાર કર્યા વગર,

કાગળ કલમને આંચ લગાડ્યા વગર, પોસ્ટકાર્ડ કે કવર વિના એ પરમ પિતાના ચરણમાં આપણી પ્રેમાંજલિ કેમ ન મોકલી શકીએ ? આપણે તેના પત્રની રાહ જોતાં કેમ બેસતાં નથી ? તેનો ઉત્સવ ક્યારે ઉજવાય, તેનું કીર્તન ક્યારે થાય તે ખાતર આપણે કેમ ઉત્સાહ દર્શાવતાં નથી ? તેનું સ્મરણ કરીએ કે તરત તેની સમક્ષ આપણું નિવેદન પહોંચી જાય છે. કેવળ ઊંડા અંતરથી તેને યાદ કરવો જોઇએ એટલું જ. પ્રભુને યાદ કરવામાં આપણે ગફલત કરી ન બેસીએ એ ખાતર આપણા વડવાઓ ભજનકીર્ત્તન રૂપી અમુક માર્ગ નક્કી કરી ગયા છે. એ માટેનો સમય પણ નક્કી કરી ગયા છે. આખો દિવસ કામની ધડમથલમાં આપણને ફુરસદ ન મળે તો પણ અમુક નક્કી કરેલા સમયે તો એનું ભજન કરવું જ જોઇએ. તે વખતે એક વાર, બે વાર, દશ વાર તેના પ્રત્યે મન એકાગ્ર કરી ન શકીએ તો પણ નિરાશ થવાનું કારણ નથી. તેની કૃપાથી કોઇક દિવસે આપણું અંતઃકરણ નિર્મળ થશે. કોઇક દિવસે તેનો પ્રકાશ આપણા અંતઃકરણમાં ઉજાસ રેડશે. આશા કદી ગૂમાવવી નહિ. ટેવ છોડી દઇએ તો આશાનો માર્ગ પણ બંધ થવાનો છે.

તમારા જેવાં સરલ બાળકોને માટે પ્રભુ અતિ સહજ છે. ત્યારે અમારા જેવા મોટા લોકોને માટે તે તેટલો જ કઠણ છે. અમે સંસારી જીવો કહેવાઇએ. અમારે માટે તે ખરેખર દુર્લભ છે. અમે એક અધેલો ખોવાઇ જાય તો એક બે મિનિટ ખોળ્યા કરીએ છીએ, પણ તેનું મધુર નામ

આખા વરસમાં એક ક્ષણ માટે પણ યાદ કરતા નથી. આપણું અમૂલ્ય ધન ખોળવા તરફ અમારું જરાકે લક્ષ નથી. એકાદ કાચનો ગ્લાસ અમને કેટલો પ્રિય છે! એ નજીવી વસ્તુ જેટલો પણ પ્રભુ અમને પ્રિય નથી? કાચનો ગ્લાસ તૂટી જાય તો તેના વિના ન જ ચાલે એમ અમે દિવસમાં દશ વાર બોલીએ છીએ અને એ અમૃતના ભંડારનો અભાવ અમો એક ક્ષણને માટે પણ અનુભવતા નથી. અને તેથી જ પ્રભુ અમારાથી બહુ દૂર હોય એવો અમને ભાસ થાય છે.

તમારા સરલ મનમાં પ્રભુ સહેલાઇથી હાજર થશે. એકાંતમાં, સવારે અને સાંજે તેને અનુભવવાની ટેવ પાડો. ધારો કે તે તમારા ઉપાસના ગૃહમાં જ છે. તે તમને આલિંગન કરી રહ્યો છે. તે તમને ખોળે લઈ બેઠો છે. આપણે કેટલા માણસોના અભિપ્રાય મુજબ સંસારનાં કામોનો અભ્યાસ કરીએ છીએ, કેટલી પરીક્ષા માટે દિનરાત મહેનત કરીએ છીએ, કેટલી વાર રાંધનાં રાંધતાં હાથને દઝાડીએ છીએ, કેટલી મહેનતે રોપેલો આંબાનો છોડ ગાય ખાઈ જતાં તેને વારંવાર રોકીએ છીએ, નોકરી માટે કેટલાં વલખાં મારીએ છીએ, તે બધાંથી શું તેનું ભજન તમને કઠણ લાગ્યું? નોકરી આપનાર કરતાં શું એ ઓછો દયાળુ છે? પૈસા પાછળ વલખાં મારવા કરતાં શું તે ઓછો આનંદદાયક છે, ઓછો લાભજનક છે? બાળકો, આવો, આપણે 'જય જગદીશ!' કહી તેની ઉપાસના કરીએ. કોઇને પણ હતાશ થવાનું કારણ નથી. તે બાળક, યુવાન, ધનવાન, દરિદ્ર પાપી, પુણ્યવાન સર્વનો છે. જે તેને ખરા દિલથી બોલાવે છે, તે તેને અનુભવી શકે છે. બોલો 'જય જગદીશ હરે!'

પરંતુ તમારે તેની પાસે ધન, જન, વિષય, સંપદ, યશ, આરોગ્ય એમાંનું કંઇ માગવાનું નથી. આપણે કેવળ તેની કૃપા માગવાની છે. કેવળ આપણને તે સારાં બનાવે એટલું જ માગવાનું છે બીજું કંઇ જ નહિ. ‘અમે સારાં થઇએ, તમારા ચરણમાં અમારું મન રહે. હે દયાળુ! અમને તેવી બુદ્ધિ આપો.’